# અનુક્રમ

# બે બોલ

ગયે વરસે મહાદેવભાઈની પુણ્યસંવત્સરી પ્રસંગે વિદ્યાર્થીઓ સમક્ષ બોલવાનું થયેલું. ત્યાર પછી કેટલાક મિત્રોને લાગ્યું કે, 'મહાદેવભાઈ બાપુમાં એટલા બધા સમાઈ ગયા છે કે તેમને વિષે સ્વતંત્ર રીતે જાણવાનું બહુ ઓછું બન્યું છે. તેઓ ગાંધીજીના મંત્રી છે, ઘણા હોશિયાર છે, ભાષા ઉપર અસાધારણ કાબૂ છે, અને સાહિત્યરસજ્ઞ છે—એ કરતાં વિશેષ તો કાર્યકરો પૈકીના પણ બહુ ઓછા જાણે છે, એટલે તમે આજે જે કંઈ બે-ચાર વાત કહી તે એક નાનકડી પુસ્તિકામાં કાં ન મૂકી દો?' આ સૂચના ઝીલીને મેં લખવા માંડ્યું, અને જેમ જેમ આગળ ચાલ્યું તેમ તેમ ઘણા ઘણા વિચારો આવ્યા. દસ-બાર દિવસ બેસીને 'નવજીવન' 'હરિજનબંધુ' પત્રોના અંકો જોઈ ગયો ને પછી પાંચ-સાત દિવસ બેસી ૧૨૫-૧૫૦ પાનાં જેટલું લખી નાખ્યું.

મિત્રોને એ લખાણ ગમ્યું, છપાવવા જેટલું ઉપયોગી પણ લાગ્યું, છતાં મારી હિંમત ચાલતી નહોતી એટલે પુસ્તકની જાહેરાત થઈ ગઈ હોવા છતાં એ પ્રકાશન માંડી વાળવાનું જ નક્કી કર્યું. એ પછી તો શ્રી ચંદ્રશંકર શુક્લ મહાદેવભાઈના જીવન-ચરિત્ર જેવું કંઈક લખવાના છે એમ સાંભળ્યું એટલે પછી તો એ વાતને ક્યાંય સ્થાન જ ન રહ્યું.

પણ વળી આ સંવત્સરી પહેલાં એક મહિને મિત્રોનો આગ્રહ શરૂ થયો. બધાના પ્રોત્સાહનથી મને પણ થઈ ગયું કે શ્રી ચંદ્રશંકરભાઈનું પુસ્તક બહાર આવે તે દરમિયાન આ લખાણ ઉપયોગી થાય તો થાય પણ ખરું. સંવત્સરી-તિથિ નજીક આવતી હતી એટલે હું ફરીથી સુધારી-વધારી લખતો ગયો, તેમ બીજી બાજુ છપાવાનું પણ ચાલતું ગયું. અર્ધું છપાયાં પછી ફરી પેલો અશ્રદ્ધા-ભાવ જાગ્યો. પણ આટલું બધું છપાઈ ગયા પછી પાછા ફરવાને અવકાશ નહોતો એટલે પૂરું કરી નાખ્યું. છતાં આજે સમાજ પાસે મૂકતી વખતે પણ મારો સંકોચ ઓછો નથી થયો.

આમાં મહાદેવભાઈનું જીવનચરિત્ર નથી, જીવનચરિત્ર લખવાનો હેતુ પણ નહોતો, એનું ચરિત્ર આલેખવા જેટલી સામગ્રી પણ નથી, અને એવો અધિકાર તો કદી માન્યો જ નથી. આ તો મહાદેવભાઈના અપરંપાર ગુણોની અસર પામનાર ઘણામાંના એકે ગાયેલ ગુણપ્રશસ્તિ છે. એ ગાન તાલમેળવાળું કે સુરીલું નહિ લાગે એની ગાનારને પૂરી ખબર છે, પરંતુ આ જાડા રાગે આદરેલ પ્રશસ્તિ હૃદયપૂર્વકની છે અને તેણે ગાનારને તો શુદ્ધ-નિર્મળ આનંદ આપ્યો જ છે–સાંભળનારને એ થોડુંયે ગમે તો બસ.

અને આ જીવનચરિત્ર નથી એટલે એમાં એમના જીવનની અનેકવિધ ખૂબીઓ અને રહસ્યોનું, અનેક માનવસહજ પ્રસંગોનું જીવંત આલેખન તો આમાં ક્યાંથી મળે! સર્વાંગસુંદર મહાદેવભાઈની આ કલામય છબી તો નથી જ, પણ ઘણીવાર જેમ સાધારણ રેખાંકન પણ મૂળ ચિત્રનો ખ્યાલ કરાવી જાય છે, તેમ આ અબુધ રેખાંકન પણ મહાદેવભાઈ વિષેનો થોડો સાચો ખ્યાલ આપી જશે એવી આશા રાખી છે.

મહાદેવભાઇનું પૂરૂં જીવનચરિત્ર શ્રી. ચંદ્રશંકરભાઇ જેવા અધિકારીને હાથે લખાશે પછી આ લખાણની ઉપયોગિતા કદાચ નહિ રહે. એવું કંઇ તૈયાર થાય ત્યાં સુધી પણ ગુજરાતી વાંચનારને આ ઉપયોગી જણાશે તો હું મને સદ્‌ભાગી માનીશ.

દસેક વરસ પહેલાં એકવાર સાબરમતી આશ્રમમાં ગયેલો. કંઇક ખાસ પ્રસંગ હતો. મહાદેવભાઇને હાથે ધ્વજવંદનનો વિધિ થયેલો. એ પછી તેમણે જે કંઇ પ્રવચન કરેલું તેમાં ચીન–જાપાનની પરિસ્થિતિ વિષે ઉલ્લેખ આવેલો. વિગત તો આજે યાદ નથી રહી, પણ મારા મનમાં ત્યારે એમ થયેલું કે, 'આ મહાદેવભાઇ? આના કરતાં તો આ પ્રશ્ન વિષે હું સારી રીતે કહી શકું.' મહાદેવભાઈ જેવા પુણ્યચરિત પુરુષોનું જીવન સમજવા જેટલો દૃષ્ટિ–વિકાસ થયો નહોતો. એવી કાચી ઉંમર અને કાચી બુદ્ધિમાં એક ક્ષણને માટે પણ સેવેલ આ અધૂરા અને ખોટા ભાવનું આ લખાણ મારા સારૂ સુયોગ્ય પ્રાયશ્ચિત્ત બનશે અને મને સંતોષ થશે–જો કોઈનેય આ ઉપયોગી નીવડશે તો.

પુસ્તકમાં જે હકીકત મૂકી છે તેમાં ઘણીખરી તો 'નવજીવન' અને 'હરિજન'–પત્રોને આધારે છે. એ ઉપરાન્ત જુદે જુદે સમયે 'ગુજરાત–સમાચાર'માં પ્રગટ થયેલ–શ્રી નરહરિ પરીખ, શ્રી. મોહનલાલ ભટ્ટ, શ્રી. કિશોરલાલ મશરૂવાળા તેમ જ શ્રી. મગનભાઇ દેસાઈ–ચાર લેખોનો પણ ઉપયોગ કર્યો છે. શ્રદ્ધાંજલિ–વિભાગમાં શ્રી. ઘનશ્યામદાસ બિરલાનો લેખ 'विशाल भारत'માંથી અને શ્રી વેરિયર એલ્વિનનો લેખ ગયે વરસે ગાંધીજયંતી પ્રસંગે પ્રગટ થયેલ અંગ્રેજી અંજલિ–ગ્રંથ 'ગાંધીજી'માંથી લીધેલ છે. શ્રી. છગનલાલ જોષીએ તો આને માટે જ ખાસ લખેલો લેખ

લખી આપેલો તેમાથી તારવીને મૂકયો છે. બાજરૂ-પેટીનો પ્રસંગ શ્રી. રાવજીભાઈના 'જીવનનાં ઝરણાં' પરથી લીધેલ છે. આ બધી સામગ્રી જે જે પત્રો કે પુસ્તકોમાંથી લીધી છે તેના પ્રકાશકો અને મૂળ લેખકોનો અહીં કૃતજ્ઞભાવે ઋણ-સ્વીકાર કરું છું.

૯મી ઑગસ્ટ ૧૯૪૫

—લેખક

## ૧
## વીજળી પડી

૧૯૪૨ના ઑગસ્ટ મહિનાની પંદરમી તારીખે જ્યારે મુંબઈ સરકારે એક યાદી બહાર પાડીને સમાચાર આપ્યા કે આગાખાન મહેલમાં સવારના આઠ ને ચાલીસ મિનિટે હૃદય બંધ પડી જતાં શ્રી. મહાદેવ દેસાઈનું એકાએક અવસાન થયું છે, ત્યારે આખા દેશ ઉપર જાણે કે વીજળી પડી. માની જ શકાતું નહોતું કે પઠાણ જેવા પ્રચંડ, ખડતલ અને લાલઘૂમ શરીરવાળા, મજબૂત, ઊંચા, સશક્ત અને પચાસ વરસેયે એક નવજુવાનની સ્ફૂર્તિ દાખવનારા મહાદેવભાઈ આમ અચાનક ગુજરી જાય.

હજી તો ઑગસ્ટની મહાસમિતિની ઐતિહાસિક બેઠકે દેશ-પરદેશના દૂરદૂરના કિનારા સુધી વહેતાં મૂકેલાં મોજાંઓની ગતિ શમી નહોતી. હજી તો એના પડઘા લોકોનાં હૃદયમાં ગાજતા હતા. હમણાં સાત દિવસ પહેલાં જ મહાસમિતિના મંડપમાં ગાંધીજીની પ્રતિચ્છાયાની જેમ મહાદેવભાઈને એમની પાછળ પાછળ જતા, નેતાઓ સાથે વાતચીતો અને ચર્ચાઓ ચલાવતા, અને ચાલુ બેઠક દરમિયાન ઉપયોગી નોંધો લેતા જોયા હતા. હજી હમણાં જ તેમને 'બિરલા હાઉસ'થી મહાસમિતિના મંડપમાં અને ત્યાંથી વળી કોઈ બીજે સ્થળે મોટરમાં દોડાદોડી કરતા

લોકોએ જોયા હતા. એ જ જીવતા-જાગતા મહાદેવભાઇની જીવન-લીલા આમ અચાનક સંકેલાઇ જાય એ શી રીતે માની શકાય!

છતાં માન્યા સિવાય છૂટકો ન હતો. સરકારી પ્રકાશનખાતા તરફથી સત્તાવાર સમાચારો બહાર પડયા હતા કે મહાદેવભાઇ અચાનક મૃત્યુ પામ્યા છે.

સામાન્ય જનસમાજ ઉપર આ સમાચારથી જે જબરજસ્ત આઘાત થયો તેની અસર વર્ણવી જાય એમ ન હતી. હિંદુસ્તાનનું એ વખતનું વાતાવરણ એટલું બધું તંગ અને ઉશ્કેરાટભર્યું હતું કે એ અંધાધૂંધીભર્યા અને દમન-જુલમના વાતાવરણમાં હજારો લોકો એમ માનતા થઇ ગયા કે સરકારે જ મહાદેવભાઇનું જાણીબૂઝીને અવસાન નિપજાવ્યું છે-એણે જ મહાદેવભાઇને કંઇક કરી દીધું છે. લોકોની આવી માન્યતાએ સરકાર સામે રોષ, પ્રતિહિંસા અને વૈરની ભાવના ફેલાવવામાં કાંઇ ઓછો હિસ્સો નથી આપ્યો. ખરું જોતાં લોકોની આ માન્યતા વજૂદ વિનાની હતી. મહાદેવભાઇનું મૃત્યુ સરકારે નિપજાવ્યું છે એ વાત સાચી ન હતી. મહાદેવભાઇ તો અચાનક હૃદય બંધ પડવાને કારણે થોડી જ મિનિટ મૂંઝારો ભોગવીને મરણ પામ્યા હતા. એમનું મૃત્યુ તો વ્યાધિને લીધે થયું હતું. પણ એ વખતે લોકોએ એમ માની લીધું એ માટે તેમનો વાંક કાઢી શકાય તેમ ન હતું. એ વાંક તો સરકારનો પોતાનો જ કહી શકાય. પરદેશી સરકારે પોતાના કાર્યો અને અન્યાયી નીતિ-રીતિથી દમનનું અને ત્રાસનું જે વાતાવરણ દેશભરમાં ઊભું કર્યું હતું એ કારણે પ્રજા-સમસ્તનો વિશ્વાસ વર્તમાન રાજ્યતંત્ર ઉપરથી ઊઠી ગયો હતો, તેમાં મુંબઈ સરકારે દસ કલાક સુધી મહાદેવભાઇના અવસાનના સમાચાર દાબી મૂકયા એથી પ્રજાને

અમસ્યું શંકા કરવાને કારણ મળ્યું.* લોકોની આ ભૂલભરેલી માન્યતા સરકારના ભૂલભરેલા વલણે જન્માવેલ ગેરવિશ્વાસનું જ પરિણામ હતું. પૂજ્ય કસ્તુરબાની માંદગી સમયે આવશ્યક સારવારમાં ગુનાઈત ઢીલ બતાવીને સરકાર એમના મૃત્યુ માટે જવાબદાર બની એમ કહેવું હોય તો કહી શકાય, પણ મહાદેવભાઇના અવસાનને માટે એ પણ કહી શકાય એમ નથી.

કારણકે હજી આગલા દિવસ સુધી તો તેઓ સાવ સ્વસ્થ હતા, પ્રસન્ન હતા અને હમેશાની જેમ સેવા–રત હતા. માત્ર બીજે દિવસે સવારમાં ઊઠીને કર્નલ ભંડારી જ્યારે તેમની મુલાકાતે આવ્યા ત્યારે તેમણે ફરિયાદ કરી કે મારું માથું ભમતું હોય એવી બેચેની થાય છે ને જીવ મૂંઝાઇ જાય છે. એ માટે કંઈ પણ સારવાર થઇ શકે એ પહેલાં જ એમનું હૃદય બંધ પડી ગયું ને જેલમાં જ એમનું મૃત્યુ નીપજ્યું.

જેવું અમોલ એમનું જીવન ગયું એવું જ અમોલ એમનું મૃત્યુ થયું. છતાં મૂંગાને પણ જીભ હોય છે, મૌનને પણ વાચા ફૂટે છે, એ રીતે એમના સતત કર્મપરાયણ સેવામય જીવનના પડઘા સમસ્ત ભારતવર્ષમાં દૂરદૂર સુધી પડયા, અને બળી ગયેલી અગરબત્તીનાં ધૂપસુગંધની પેઠે કે કરમાઇ ગયેલા ફૂલની પેઠે એમના જીવનની મઘમઘતી સુવાસ અને હૃદયની પાવકતા સંભારી સંભારીને આખા દેશે શોક અનુભવ્યો. હજારો નરનારીઓએ પ્રેમ અને સહાનુભૂતિનાં આંસુ સાર્યાં.

---

* તાજેતરમાં જ સરદાર સાહેબે મુંબઇના મહાસભાવાદી કાર્યકરો પાસે પ્રવચન કર્યું તે પરથી જણાયુ કે મહાદેવભાઇના અવસાનના સમાચાર અહમદનગરના કિલ્લામાં બંદીવાન બનેલ કારોબારીને તો છેક ત્રણ અઠવાડિયાં પછી છાપામાંથી મળેલા.

કેટલાક મહાપુરુષો સુવર્ણ-કલશથી ઝગમગારા મારતા ને પતાકા ફરફરાવતા મંદિરના શિખર જેવા હોય છે. એમની મહત્તા દુનિયાને બતાવવા જવી પડતી નથી. લોકોને આંગળી ચીંધીને 'જુઓ આ' 'જુઓ આ' એમ એક એક વિશિષ્ટતા અને એક એક ગુણની પિછાન કરાવી મહત્તાનો ખ્યાલ આપવો પડતો નથી. જ્યારે બીજા કેટલાક પ્રતિભાવાન માણસોનાં જીવન સુવર્ણ-કલશથી ઝળહળતા શિખર જેવાં નહિ, પણ જેના ઉપર એ ભવ્ય ઇમારત ઊભી કરવામાં આવી હોય તે પાયાના પથ્થર જેવાં હોય છે. જોકે સદાય અને સર્વાંશે ગાંધીજીની પ્રતિચ્છાયા બની જનારના જીવનના રંગો અને યુગના સૌથી પ્રસિદ્ધ તેમ જ સર્વશ્રેષ્ઠ પુરુષના રાજમંત્રીપદનો ઝળહળાટ સાવ જ અદૃષ્ટ રહે એ તો સ્વાભાવિક રીતે જ અશક્ય છે, છતાંય જીવનની બીજી અનેક સિદ્ધિઓની દૃષ્ટિએ મહાદેવભાઇનું જીવન કરોડો લોકો માટે તો પાયાના પથ્થર જેવું અદૃષ્ટ જ હતું. એની મહત્તાનું દર્શન તો જેમને એમની નજીક રહેવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હોય અથવા જેમની દૃષ્ટિનો વિકાસ થયો હોય એવા માણસો જ પૂરું પામી શકે.

આમ છતાં એમનું મૃત્યુ હિંદુસ્તાનના ખૂણે ખૂણે લોકલાગણીના પડઘા જગાવી રહ્યું એ એમની લોકપ્રિયતા અને મહત્તા બતાવે છે. જોકે કેટલાકને તો આ અવસાન પ્રસંગે કરોડો માણસોએ જે અસાધારણ લાગણી પ્રગટ કરી એ વખતે જ એમની સામાન્ય મહત્તા નજરે ચડી. વળી કેટલાકને તો ગાંધીજી જેવા મહાપુરુષનું મંત્રીપદ અને જે સંયોગોમાં એમનું મૃત્યુ થયું એનાથી જ આ મહત્તા એકાએક મળી ગઇ હોય એમ લાગ્યું. આ બધું એમના જીવન વિષેનું આપણું અજ્ઞાન સૂચવે

છે. કોઈ પણ મનુષ્યની મહત્તા તેણે એકાએક એક ક્ષણમાં કે એક દિવસમાં મેળવેલી હોતી નથી, પણ એના સમગ્ર જીવનના પરિપાકરૂપે હોય છે. મહાદેવભાઈના જીવનની સાચી મહત્તા આપણે જ પૂરી ક્યાં પિછાનીએ છીએ ! કોઈ પણ નાસ્તિકને આસ્તિક બનાવે, કોઈ પણ જડને ચેતના અર્પે, અને કોઈ પણ નિરાશાવાદીને પુરુષાર્થની પ્રેરણા આપે એવા ગુજરાતના આ સુપુત્રના કર્મોજ્જ્વલ અને ભક્તિપુનિત જીવનનું મૂલ્ય એના જીવતાં આપણે પૂરેપૂરું નથી જાણી શકયા એ આપણું દુર્ભાગ્ય છે. આચાર્ય શ્રી કાકાસાહેબનાં ધર્મપત્નીના અવસાન પ્રસંગે એ સતીસાધ્વીના જીવનની ટૂંકી નોંધ લેતાં શ્રી મહાદેવભાઈએ લખ્યું હતું કે, " મનુષ્યના અવસાન પછી જ એના મૂલ્ય વિષે બીજાની આંખ ઊઘડે છે એ જીવનનું એક દુઃખદ સત્ય છે. જે અવસાન આપણને મહાબોધપ્રદ થઈ પડે તે આખા જીવનના પરિપાક-રૂપે છે એ સત્ય પામર માનવીને જીવનના અવસાન-ટાણે જ સમજાય છે એટલે તે દુઃખી થાય છે." મહાદેવભાઈનાં જીવન અને અવસાનનો વિચાર કરીએ ત્યારે એમણે કરેલું આ દુઃખદ અવલોકન આજે આપણા વિષે કેટલું બધું ખરું લાગે છે ! પણ કંઈ નહિ. એવા જીવનપુષ્પની સુગંધ એમના ગયા પછી પણ વિરમતી નથી. એની ગુણસુવાસ કાયમને માટે વાતાવરણને સુગંધિત રાખ્યા કરે છે. આજ સુધી આપણને એમનો પરિચય અધૂરો ને ઉપરછલ્લો હતો; તેઓ ગાંધીજીના મંત્રી છે, ભારે હોશિયાર છે, ખૂબ સરસ લખે છે, ભાષા ઉપર અસાધારણ કાબૂ છે, સાહિત્ય વિષે રસ અને દૃષ્ટિ ધરાવે છે–એવા એવા અને એટલા પરિચયથી જ આપણામાંના ઘણાખરાએ સંતોષ માની લીધો હતો. આજે એમનો અપાર બુદ્ધિવૈભવ, અખંડ

કર્મપરાયણતા, વિશદ દૃષ્ટિ, ધ્યેયની નિષ્ઠા, વિરલ દેશાભિમાન; અસાધારણ ત્યાગ, ગાંધીજી પ્રત્યેની અનન્ય ગુરુભક્તિ અને ઉચ્ચ કોટિના સાધકની વ્યાકુળતા વગેરે અનેક સાત્ત્વિક ગુણોનું અને તેમની સાચી મહત્તાનું દર્શન કરીએ અને કંઈક સત્ત્વશીલ થવાની પ્રેરણા મેળવીએ.

## ૨
# કુટુંબ અને વિદ્યાભ્યાસ

સામાન્ય રીતે કોઈ પ્રતિભાશાળી પુરુષનો જીવન-પરિચય આપવાનો હોય ત્યારે એનાં નામ, ઠામ,,વતન, પૂર્વજો, માતા-પિતા, જન્મસમય વગેરેનો ઉલ્લેખ કરવામાં આવે છે મૂએલા માણસના બાહ્યજીવનનો ઇતિહાસ સંઘરવાની પ્રથા તો પાડેલી છે પાશ્ચાત્ય લેખકોએ. એથી ઊલટું ભારતીય ધર્મ કે ભારતીય સંસ્કૃતિએ તો ચારિત્ર્યના આલેખનને અને ગુણોના સંકીર્તનને જ પ્રથમ સ્થાન આપ્યું છે. હા, એટલું ખરું કે ઘણી વાર માતાપિતા, પૂર્વજો, જન્મકાલીન વાતાવરણ વગેરેનું જ્ઞાન કેટલેક અંશે ચારિત્ર્યવિકાસ સમજવામાં સહાયરૂપ થઈ પડે છે. વળી પ્રસિદ્ધ પુરુષોના સંબંધમાં કંઈક કુતૂહલવૃત્તિથી પણ માણસને આખો સ્થૂલ ઇતિહાસ જાણવાની ઈચ્છા રહ્યા કરે છે. એટલે મહાદેવભાઈ ક્યાં જન્મ્યા હતા, ક્યારે જન્મ્યા હતા અને એમનાં માતાપિતા કોણ હતાં વગેરે હકીકતો ગૌણ હોવા છતાંય આપણને સામાન્ય માણસોને તો એ બધું જાણવાની ઉત્કંઠા રહેવાની જ– કેવળ ગુણસંકીર્તનથી જ તૃપ્તિ નહિ થાય. આપણને તો એના સ્થૂલ જીવનની કેટલીક સ્થૂલ હકીકતો પણ એટલી જ રસપ્રદ

લાગવાની, એટલે એમના કર્મમય જીવનની ગુણગાથા આલેખતાં પહેલાં એમનાં પૂર્વજીવનની ટૂંકી રૂપરેખા ઉપર નજર દોડાવી જઈએ.

મહાદેવભાઈનું મૂળ વતન તો સુરત જિલ્લામાં આવેલું દિહેણ નામનું ગામ. પણ એમનો જન્મ એ જ જિલ્લાના ઓલપાડ પાસે આવેલા સરસ નામના ગામડામાં એક અનાવિલ કુટુંબમાં થયો હતો. કાઠિયાવાડમાં થોડાં વર્ષ પૂર્વે જે સ્થાન નાગર લોકોનું હતું એ જ સ્થાન સુરત જિલ્લામાં અનાવિલ કોમનું હતું. નાગર લોકોની પેઠે જ આ કોમમાંથી ઘણા બુદ્ધિમાન માણસો પેદા થયા છે. સ્વતંત્ર મિજાજ માટે પ્રસિદ્ધ એવી એ કોમમાંથી ઘણા માણસો બુદ્ધિ અને પુરુષાર્થને કારણે એ વખતે સરકારમાં ઊંચા દરજ્જા અને હોદ્દાઓ ભોગવતા. જો કે આજે એટ અને સ્વતંત્ર મિજાજ એ બુદ્ધિમાન અને વિચક્ષણ ગણાતી કોમ પાસેથી જુદું જ વર્તન માગે છે, તેમ છતાંય એ કોમના કેટલાક બુદ્ધિશાળી ગણાતા માણસો આજે પણ સરકારી ઊંચી નોકરીઓ ભોગવે છે ખરા. પણ ગાંધીયુગથી એ કોમના કેટલાય સુપુત્રો દેશસેવાના ક્ષેત્રમાં પણ ઉજ્જ્વળ સ્થાન ભોગવી રહ્યા છે સુરત જિલ્લાના સુપ્રસિદ્ધ લોકસેવક સ્વ શ્રી. દયાળજીભાઈ અને વિખ્યાત રાષ્ટ્રનેતા સ્વ. શ્રી. ભૂલાભાઈ દેસાઈ અને ગુજરાત જેમનાથી શોભે છે એવા શ્રી. મોરારજીભાઈ દેસાઈ વગેરે પ્રસિદ્ધ સેવકો માટે એ કોમ લેવું હોય સો અભિમાન લઈ શકે તેમ છે. આવી કોમમાં એક સાધારણ સ્થિતિના કુટુંબમાં ઈ. સ. ૧૮૯૨ના જાન્યુઆરી માસમાં શ્રી. મહાદેવભાઈનો જન્મ થયો.

એમના પિતાશ્રી નિશાળમાં શિક્ષક તરીકે કામ કરતા હતા.

એ સ્વભાવથી જ ધર્મપરાયણ અને જિજ્ઞાસુ મનોવૃત્તિના હતા. મહાદેવભાઈને પિતાની ધર્મબુદ્ધિ અને બૌધિક શક્તિ વારસામાંથી જ બીજરૂપે મળ્યાં હતાં. પાછળથી જ્યાં જ્યાં આ બીજને અનુકૂળ વાતાવરણ મળ્યું ત્યાં ત્યાં એ ગુણો ઉત્તરોત્તર વિકાસ પામતા ગયા.

એક વિદ્યાર્થી તરીકેની મહાદેવભાઈની કારકિર્દી ઉજ્જવળ હતી. સુરત જિલ્લાનાં જુદાં જુદાં ગામડાંની શાળામાં ને પછી સુરતની હાઇસ્કૂલમાં પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ પૂરું કરી મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલા થયા. કૉલેજમાં પણ એ ખૂબ હોશિયાર વિદ્યાર્થી ગણાતા હતા, એટલું જ નહિ પણ એમની કુશાગ્ર બુદ્ધિ અને હોશિયારીને પરિણામે તેમણે કેટલીક વાર શિષ્યવૃત્તિઓ પણ મેળવી હતી.

આજે જેમ ગાંધીજીનાં પ્રબળ પુરુષાર્થ અને સાધનાને પ્રતાપે સરકારી કેળવણીનો ઝગમગાટ ઝાંખો પડી ગયો છે, અને એને વિષે શિક્ષિતોમાં પ્રવર્તતાં ભ્રમણાઓ અને વહેમો દૂર થયાં છે એવું એ વખતે નહોતું. અલબત્ત, તિલક મહારાજે સ્વદેશી અને બહિષ્કારની જે હિલચાલ ઉપાડેલી તેમાં સરકારી શાળાના બહિષ્કારની વાતનો સમાવેશ થતો હતો, પણ એ તો ગજદારી હેતુને સિદ્ધ કરવાની દૃષ્ટિએ. ગાંધીજીએ તો કેળવણીની પદ્ધતિમાં માત્ર રાજકીય દૃષ્ટિએ જ નહિ પણ વિશેષ કરીને જીવનની દૃષ્ટિએ જ પાર વગરની ખામીઓ જોઈ, એટલું જ નહિ પરંતુ મન અને આત્માને હણનારાં લક્ષણો પણ જોયાં, ને એના મૂળમાં જ ઘા કરી કેળવણીની પુનર્રચના નવેસરથી જ કરવા માટેની દિશા બતાવી દીધી. જે જમાનામાં મહાદેવભાઈ વિદ્યાર્થી હતા અને ઉચ્ચ કેળવણી લઈ રહ્યા હતા એ વખતે,

આજે જેમ દરેક વિદ્યાર્થીની આગળ સરકારી કેળવણીનું ખર્ચાળ, અર્થહીન, હૃદય તેમ જ બુદ્ધિને જડ બનાવનારું અને પરદેશીઓનાં સ્વાર્થી હિતો માટે જ ચલાવવામાં આવતા તંત્રનું સ્વરૂપ ખુલ્લું થઈ ગયું છે, એટલા ચોખ્ખા સ્વરૂપે ખુલ્લું થયું નહોતું. હજુ એનો ઝગમગાટ ઝાંખો પડ્યો નહોતો. મહત્ત્વાકાંક્ષી અને બુદ્ધિમાન વિદ્યાર્થીના મન ઉપર એની પકડ એટલી જ મજબૂત હતી. એટલે, મહાદેવભાઈ પણ એ જ ચિરપરિચિત રાજમાર્ગ ઉપર થઈને કીર્તિમંદિરના પ્રવેશદ્વારમાં પગ મૂકવા માટે ઉત્સુક થઈ રહ્યા હોય તો નવાઈ પામવા જેવું નથી.

આનો અર્થ એ નથી કે તેઓ યુનિવર્સિટીનાં અભ્યાસક્રમ અને પાઠ્યપુસ્તકોમાં જ કેદ થઈ રહ્યા હતા. અભ્યાસકાળ દરમિયાન એમના ઉપર તત્કાલીન ધાર્મિક તેમ જ રાજકીય વિચારપ્રવાહોની અસર પણ સારી પેઠે હતી. રાષ્ટ્રીય અને ધાર્મિક નવજાગ્રતિના એ કાળમાં સ્વામી વિવેકાનંદ અને રામતીર્થના ગ્રંથોનું વાચન સારી પેઠે ચાલતું. નવયુવકો એમાંથી પ્રાણ અને પ્રેરણા મેળવી પોતાનાં દેશ, ધર્મ અને સંસ્કૃતિ વિષેનું અભિમાન પોષતા. મહાદેવભાઈ પણ સ્વામી વિવેકાનંદના ગ્રંથો ખૂબ રસપૂર્વક વાંચતા. આ વાચનની અસર એમના દિલ ઉપર ખૂબ ઊંડી છાપ મૂકી જતી. નીતિ, ધર્મ અને સદાચારના સંસ્કારો મૂળે માતાપિતા પાસેથી તો મળ્યા જ હતા, સ્વામી વિવેકાનંદના ગ્રંથો તથા અન્ય ધાર્મિક વાચન તેમ જ સત્પુરુષોના સમાગમને પરિણામે એ સંસ્કારો વધારે સજીવ અને ચેતનવંતા બન્યા.

બીજી બાજુ એ વખતની રાષ્ટ્રીય હિલચાલો અને પ્રવૃત્તિઓ એમના રાષ્ટ્રીય સંસ્કારોને પોષતાં હતાં. બંગભંગ અને સ્વદેશી–

બહિષ્કારનાં વિરાટ આંદોલનો, મોર્લિ-મિન્ટો સુધારાની મધલાળ, સરકારની બેફામ દમનનીતિ, તિલક મહારાજને કાળા પાણીની સજા, અને સરકારી અત્યાચારથી અકળાઈને અધીર બનેલા નવજુવાનોની બૉમ્બપ્રવૃત્તિ—આ મહાદેવભાઈના વિદ્યાર્થીકાળની ઘટનાઓ હતી. વિદ્યાર્થીઓને રાજકારણમાં ભાગ લેવાની સરકારી મનાઈ હતી અને તેની અસર મુખ્યત્વે તો બંગાળ અને પૂર્વના પ્રાન્તોમાં હતી. પરંતુ જહાલ-મવાલ પક્ષની તકરારવાળી કોંગ્રેસની પેલી ઐતિહાસિક બેઠક તો સુરતમાં જ હતી ને ! મહાદેવભાઈ દેશના રાજકીય પ્રવાહોથી પરિચિત રહેતા. મુંબઈ-સુરત જેવાં ઘરઆંગણાનાં શહેરોમાં થતી રાજકીય પ્રવૃત્તિઓમાં મહાદેવભાઈ રસ લે એ તો સમજી શકાય, પરંતુ વિદ્યાથી-અવસ્થામાં ૧૮ વરસની ઉંમરે તેઓ મહાસભાનું અધિવેશન જોવા છેક અલ્લાહાબાદ સુધી પહોંચ્યા હતા એ તેમનો એ દિવસોમાં રાષ્ટ્રીય પ્રશ્નો વિષેનો રસ બતાવે છે.

તેમનું ઇતર વાચન પણ વિશાળ હતું. ભાષા ઉપરનો તેમનો કાબૂ કૉલેજમાં પ્રશંસાપાત્ર ગણાતો. બાળકેળવણીના આચાર્ય સ્વ. શ્રી ગિજુભાઈ અને સૂક્ષ્મદષ્ટિ સાહિત્યકાર શ્રી. રામનારાયણ પાઠક કૉલેજ-જીવનના તેમના સાથી-સંગાથી હતા.

આમ અભ્યાસ, વાચન અને ચિંતન દ્વારા ધાર્મિક તથા રાષ્ટ્રીય સંસ્કારોને પરિપુષ્ટ કરતાં તેઓ એક દિવસ બી. એ. એલ એલ. બી. થયા.

૩

# ગાંધીજીને ચરણે

એલ એલ. બી. તો થઈ ગયા, પણ પછી શું ? ઉચ્ચ પ્રકારનું જીવન જીવવાનાં મનોરથો અને સ્વપ્નાંઓ કૉલેજના દિવસોમાં ઘડી રાખ્યાં હતાં, પણ તે કેવી રીતે પાર પડે તેની કશી સ્પષ્ટ કલ્પના નહોતી. છેલ્લાં પચીસ–ત્રીસ વરસથી રાષ્ટ્રીય જીવનને કારણે અને ગાંધીજીએ જે ઉચ્ચ જીવનદૃષ્ટિ સતત ઉપદેશ્યા કરી છે એ કારણે આજના ભાવનાશીલ યુવકની પાસે ઉર્ધ્વ-જીવનનો જે કર્તવ્યપંથ સ્પષ્ટ થઇ ગયો છે એવું ત્યારે નહોતું.

સરકારી નોકરી માનભરી લેખાતી. વકીલાતનો ધંધો પ્રતિષ્ઠાભર્યો ગણાતો. કાયદાનો અભ્યાસ કરવો, વકીલ થવું કે ધારાસભામાં જવું એ શિક્ષિતોને માટે લોકપ્રિયતાનો સરળ માર્ગ ગણાતો. એમાય સાર્વજનિક કામ કરવાની વૃત્તિ કે આવડત હોય તો તો એ સ્થિતિ ધન્ય મનાતી એ વખતના બુદ્ધિશાળી અને તેજસ્વી જુવાનોની સામે સર ફિરોજશા મહેતા, સાધુચરિત ગોખલેજી કે બંગાળના દેવ સર સુરેન્દ્રનાથ બેનરજીનાં જીવન અને પ્રવૃત્તિ આદર્શરૂપ હતાં.

મહાદેવભાઇને અંગ્રેજી અને ગુજરાતી ભાષા ઉપર સારો કાબૂ હતો. તેઓ શરૂઆતમાં ઓરિએન્ટલ ટ્રાન્સ્લેટરની ઑફિસમાં કામ કરવા રહ્યા. પછી થોડો વખત સરકારી અદાલતમાં વકીલાત પણ કરી આવ્યા. વળી આર્થિક દષ્ટિએ સારો 'ચાન્સ' મળતાં સહકારી ખાતામાં ઇન્સ્પેક્ટર તરીકે પણ નોકરી કરી જોઇ. પરંતુ ક્યાંય તેમનું દિલ ચોંટતું હોય એવું લાગ્યું નહિ વૃદ્ધ પિતાની નોકરી પૂરી થવાનો સમય નજીક હતો અને કુટુંબનો બધો બોજો પોતા ઉપર આવવાનો હતો એટલે કોઇ ને કોઇ નોકરી-ધંધો તો કરવાનાં હતાં જ, પરંતુ જ્યાં ત્યાં કૃત્રિમ ઝગમગાટ, ખુશામતખોરી અને ગોટાળામાં તેમનો સ્વતંત્ર મિજાજ અને નિર્ભય માનસ બંધ બેસી શકતાં નહિ. એમનું મુક્ત અને નિર્મળ હૃદય એ બંધિયાર વાતાવરણમાં કોળી શકતું નહિ. અને એટલે જ તેઓ સરકારી ખાતામાં કે બીજી નોકરીમાં લાંબો વખત ટકી શક્યા નહિ, અને જે જે કામ તેઓ સ્વીકારતા એમાં સિદ્ધાંતિક પ્રતિકૂળતાઓ ઊભી થતાં કે હૃદયને ન રુચે એવું કંઇ થતાં છોડી દેતા. આમ તેના હૃદયમાં સ્વપ્નની દુનિયા અને સ્થૂલ દુનિયા વચ્ચે ગડમથલ ચાલ્યા કરતી.

આ ગડમથલના દિવસોમાં તેઓ ગાંધીજીના પરિચયમાં આવ્યા. ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી હિંદુસ્તાનમાં આવ્યા હતા અને ગુજરાતના પાટનગર અમદાવાદમાં સાબરમતીને કિનારે આશ્રમની સ્થાપના કરી ભવિષ્યમાં અનેક શાખા-પ્રશાખારૂપે ફેલાનારો સ્વરાજ્ય-પ્રવૃત્તિના વટવૃક્ષનું બીજારોપણ કરી રહ્યા હતા. એ દરમિયાન ગાંધીજી પોતાના સંસર્ગમાં આવતા અસંખ્ય માણસોમાંથી, કોઇ બાહોશ ઝવેરી હીરાની પરખ કરી તેનાં

મૂલ મૂલવે એમ, યોગ્ય અને શક્તિશાળી સેવક-રત્નોની પરખ કરી તેને ઓપ ચડાવી એમનું મૂલ્ય વધારી રહ્યા હતા. આ રીતે ગાંધીજીના સંસર્ગમાં સૌથી પહેલા આવનાર અને તેમની કસોટીમાંથી પાર ઊતરનાર સેવકો તે 'કુંગળીચોર'નું મહામૂલું બિરદ પામનાર સ્વ. શ્રી. મોહનલાલ પંડયા, અને બીજા સુરત જિલ્લાના મહાસભાવાદી આગેવાન સ્વ. દયાળજીભાઇ. શ્રી. મોહનલાલ પંડયાને કારણે શ્રી. નરહરિભાઇ ગાંધીજીના સંપર્કમાં આવ્યા અને શ્રી. દયાળજીભાઇ દ્વારા શ્રી. મહાદેવભાઇ. દિવસે દિવસે ગુજરાતના તેજસ્વી માણસો ઉપર ગાંધીજીનો પ્રભાવ વધતો જતો હતો. જે જે માણસો એમના સંસર્ગમાં આવતા તે એમનાં પ્રતિભાવાન વ્યક્તિત્વ, ઉત્કટ સ્વદેશાભિમાન, આદર્શ પ્રત્યેની ભક્તિ, સ્વચ્છ-નિર્મળ દૃષ્ટિ અને તપોમય જીવનથી આકર્ષાતા જતા હતા. નરહરિભાઇ અને મહાદેવભાઈ પણ પંડ્યાજી અને દયાળજીભાઇ દ્વારા એ જ રીતે ખેંચાયા. એ બંને મિત્રો હતા. એમના શોખના વિષયો પણ લગભગ એકસરખા જ હતા. જીવન વિષેની એમની સમજદૃષ્ટિ અને વલણ પણ એક પ્રકારનાં જ હતાં. એ વખતની જે જે વાતો ગુજરાતના અગ્રગણ્ય કાર્યકરો પાસેથી કયારેક સાંભળવા મળી છે તે ઉપરથી સમજવા મળે છે કે એ બંને મિત્રો કાંઈક ઊંચા પ્રકારના જીવન માટે ઝંખતા હતા. નોકરીઓની અદલબદલ, કામોના અને માનસિક વલણોના ફેરફાર જે અમુક બાહ્ય કારણસર થતા હતા એ મહાદેવભાઇને કેમ જાણે એમના ભવિષ્યના કામ માટે વિધાતા તૈયાર કરવા માગતી હોય એના સંકેતરૂપ હતા.

ગાંધીજીના પરિચયમાં તેઓ આવ્યા ત્યારે પ્રથમ પરિચયે જ જાણે હૃદય ભલે સ્પષ્ટ રીતે સમજતું નહોતું છતાં, જે વસ્તુને

'ચિરકાળથી ઝંખી રહ્યું હતું એવી અણમોલ વસ્તુ પ્રાપ્ત થઇ હોય તેમ 'शिष्यस्तेऽहं शाधिमां त्वां प्रपन्नम्' નો ભાવ અનુભવી રહ્યું. કદાચ જીવનદર્શનની પૂરી પ્રતીતિકર સ્પષ્ટતા નહિ હોય એ કારણે હોય કે પછી કૌટુંબિક સંયોગની પેલી પાર પહોંચી શકે તેટલો દૃષ્ટિવિકાસ કે શક્તિવિકાસ નહિ થયો હોય એ કારણે હોય, પણ ગાંધીજીના સમાગમમાં આવ્યા પછી અને એમને ચરણે બેસી જવાની અભિલાષા હૃદયમાં જન્મ પામ્યા પછી પણ તેના અમલને એકાદ–બે વરસ નીકળી ગયાં.

ગાંધીજીના સંસર્ગમાં મહાદેવભાઇ કેમ આવ્યા, કેમ એમના તરફ પૂજ્યભાવ જાગ્રત થયો, અને પ્રથમ મુલાકાતને અંતે જ કેમ એ મહાપુરુષને ચરણે બેસવાની પવિત્ર ઇચ્છા હૃદયમાં પ્રગટ થઈ કે એમને ચરણે બેસવાનું સદ્ભાગ્ય સાંપડ્યું અને એમાં 'ઓતપ્રોત' થઇ ગયા એ આખા ક્રિયા-વિકાસનું હૃદયંગમ ચિત્ર એમના આજીવન મિત્ર શ્રી. નરહરિભાઇએ બહુ જ સુંદર રીતે આલેખ્યું છે, એટલે આપણે એમના શબ્દોમાં જ એનું દર્શન કરીએ:

"ઈ. સ. ૧૯૧૪ની સાલમા અમે (નરહરિભાઈ અને મહાદેવભાઇ) ગાધીજીના પ્રસગમા આવ્યા. સને ૧૯૧૫ ના એપ્રિલમા તેઓ અમદાવાદમા આવીને કોચરબમા શ્રી જીવણ-લાલ બેરિસ્ટરના બગલામા વસ્યા. થોડા વખત પછી આશ્રમના હદ્દેશો તથા નિયમાવલિનો મુસદ્દો બહાર પાડ્યો. આશ્રમનું નામ વગેરે છેવટનું નક્કી કરતા પહેલા આખા દેશમાથી મિત્રોના અભિ પ્રાય તેમજ ટીકા માગ્યા. એ મુસદ્દાની થોડી નકલો ગુજરાત ક્લબ-ના ટેબલ ઉપર પણ આવી હતી. તેમાથી એક લઈ તે વાચી અને તેના ઉપર ટીકા લખી મોકલવાનો અમે વિચાર કર્યો. પહેલા તો અમે બનેએ સ્વતત્ર રીતે કાગળના રૂપમા લખી નાખ્યુ

અને પછી અમારા બન્નેના લખાણમાંથી એક કાગળ તૈયાર કર્યો અને ગાંધીજીને તે મોકલી આપ્યો. તેનો લેખિત જવાબ ન આપતા પોતાને યોગ્ય લાગે, તે જવાબ સમજાવવા અમને રૂબરૂ બોલાવવાની વિનતિ પણ અમે કરી હતી. એ કાગળની નકલ તો મારી પાસે રહી નથી, પણ ફરજિયાત બ્રહ્મચર્યથી બીજી અનેક વૃત્તિઓ પેદા થવા સંભવ છે તથા હાથ-ઉદ્યોગ ઉપર જ ભાર મૂકવાથી દેશની આર્થિક પ્રગતિ રોકાઇ જવાનો ભય છે વગેરે ટીકાઓ અમે કરી હતી. ૫-૬ દિવસ જવાબ ન આવ્યો એટલે અમે માન્યુ કે ગાંધીજીને આપણો કાગળ કંઈ મહત્ત્વનો નહિ લાગ્યો હોય

" એ અરસામા અમદાવાદમા પ્રેમાભાઇ હોલમા એક જાહેર સભામા ગાંધીજી ભાષણ કરવા આવેલા. (ઘણુ કરીને દાદાભાઈ જયંતીનો પ્રસંગ હતો.) ત્યાંથી પાછા આશ્રમમા જતા હતા તેમની પાછળ પાછળ અમે ગયા. તેમની તેજ ચાલ એટલે લગભગ દોડીને એલિસબ્રિજ ઉપર અમે તેમને પકડી પાડ્યા. અમારા કાગળની વાત કરી. તેમણે કહ્યુ કે, 'હા, બે જણની સહીવાળો એક કાગળ આવ્યો છે ખરો, અને હુ તમને બોલાવવાનો જ હતો. બીજા પ્રાંતોમાંથી તો ઘણા અને સારા સારા કાગળો આવ્યા છે સર ગુરુદાસ બેનરજીનો કાગળ તો ઘણો સારો છે ગુજરાતમાંથી થોડા જ કાગળો આવ્યા છે તેમા તમારો મને ઠીક લાગ્યો છે અને હુ તમને વખત આપીશ પણ જો અત્યારે જ તમને વખત હોય તો ચાલો મારી સાથે, આશ્રમમા આપણે વાતો કરીશુ.'

"અમે તો રાજી થઈને તેમની સાથે ચાલવા માંડ્યુ. અમને પૂછવા માંડ્યુ : 'શું કરો છો?' 'વકીલાત' એ જવાબ આપ્યો એટલે મને પૂછ્યુ: 'તમારી પાસે છેલ્લી 'ઇન્ડિયન ઇયર બુક' છે? મારે એમા થોડુ જોઈ લેવુ છે.' મે કહ્યુ : 'સાહેબ, છેલ્લી તો નહિ. મારી પાસે ગયા વર્ષની છે. પરંતુ છેલ્લી મેળવીને આપને

મોકલી આપીશ.' એટલે કહે કે, 'એવા કેવા વકીલ છો ? હું જ્યારે વકીલાત કરતો ત્યારે બધી ચોપડીઓ છેલ્લામાં છેલ્લી રાખતો !' આશ્રમમાં પહોંચ્યા પછી અમારો કાગળ કાઢયો, તેમાંથી થોડુંક વાચ્યું, અને લગભગ દોઢ કલાક સુધી પોતાની યોજના અને કલ્પના સમજાવી. અમે કયાંક કયાંક દલીલ કરતા, પણ અમારે તો સાંભળવાનું જ હતું. અમારાં બન્નેનાં ચિત્ત પર આ દોઢ કલાકની વાગ્ધારાની ઊંડી છાપ પડી. લગભગ દસેક વાગ્યાને સુમારે આશ્રમમાંથી નીકળ્યા. મેઘલી રાત હતી. ઝરમર વરસાદ પડતો હતો. અમે બન્ને એકબીજા સાથે કશું બોલ્યા વગર જતા હતા. જોકે અમારાં બન્નેનાં દિલમાં વિચાર તો એક જ ચાલી રહ્યા હતા. છેવટે એલિસબ્રિજ ઉપર આવતાં મહાદેવભાઇ બોલ્યા, 'નરહરિ, મને તો આ પુરુષને ચરણે બેસી જવાનું મન થાય છે.' મેં જવાબ આપ્યો, 'એમ કરી શકીએ તો આપણાં ધનભાગ્ય ! પણ હું કશો નિર્ણય કરી શકતો નથી.' પાછા અમે શાંત થઈ ગયા અને કશું બોલ્યા વિના જ પોતપોતાને ઘેર પહોંચ્યા. એ અમારી પહેલી દીક્ષા અને આશ્રમમા જોડાવાના સંકલ્પનો પ્રથમ ઉદય.

"ઘણું કરીને ૧૯૧૩માં ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી લોર્ડ મોર્લિના 'ઑન કૉમ્પ્રોમાઈઝ' પુસ્તકના ગુજરાતી અનુવાદ માટે રૂ. ૧૦૦૦ ) નું ઇનામ જાહેર થયું હતું. પરિષદની પરીક્ષક સમિતિ આગળ તેમાંનાં ચાર પાનાનો અનુવાદ નમૂના તરીકે રજૂ કરવાનો હતો. અનેક નમૂનાઓની પરીક્ષા કરી સમિતિએ મહાદેવભાઇને અનુવાદક તરીકે પસંદ કર્યા હતા. આ અરસામા તેમણે અનુવાદ પૂરો કરી નાખ્યો હતો. તે છપાવતાં પહેલા લોર્ડ મોર્લિની પરવાનગી મેળવવી જોઈએ. મહાદેવભાઈએ પરવાનગી મેળવવા કાગળનો મુસદ્દો તૈયાર કર્યો અને મને કહે કે, 'લૉર્ડ મોર્લિ જેવાને કાગળ લખવાને માટે આપણે ઇંગ્લંડની રીતભાત અને શિષ્ટાચારના જાણકાર એવા કોઇ તાજા ઇંગ્લંડ જઇ આવેલાને આ મુસદ્દો બતાવીએ અને પછી મોકલીએ' મે કહ્યું કે, 'બીજા કોઈને બતા-

વાત કરતાં ગાંધી સાહેબની (અમે તે વખતે એમને ગાંધી સાહેબ કહેતા.) પાસે જ શું કામ ન જઇએ ?' અમે તો કાગળ લઈને આશ્રમમાં ગયા. મહાદેવભાઇએ 'ઑન કૅમ્પ્રોમાઇઝ'ના અનુવાદને લગતી બધી વિગતો કહી ને પેલો કાગળ વાંચી લઈને ગાંધીજી કંઇક દુઃખ સાથે બોલ્યા, 'અંગ્રેજો આપણને ખુશામતખોર અને સ્વ-રાજ્યને માટે નાલાયક કહે છે તે કંઈ અમથા કહે છે ? તમારે ગુજરાતી અનુવાદ છપાવવાની પરવાનગી મંગાવવી છે તેમાં તમે મહાન તત્ત્વચિંતક છો અને ભારે વિદ્વાન છો એ બધાં ગુણગાન શા માટે ? અને તેમને આ કાગળ મોકલતાં તમારી કલમ કે તમારા હાથ ધ્રૂજે શું કરવા ? તમારે તો એક કામકાજી (બીઝનેસ) કાગળ લખ-વાનો છે. તેમાં સાહિત્ય પરિષદે આ કામ તમને કેવી રીતે 'સોંપ્યું' વગેરે વિગતો ટૂંકમાં આવે અને તમે બહુ કાળજીપૂર્વક અનુવાદ કર્યો છે એ આવે. આવો કાગળ તો ૧૨-૧૫ લીટીનો હોય. એથી લાંબો કાગળ લખો તો લૉર્ડ મોર્લિ વાંચે પણ નહિ. તમારે જોઈતો હોય તો હુ તમને કાગળ લખાવું, લખો.'' એમ કહીને એમણે કાગળ લખાવ્યો.

"તે દિવસે પણ અમારે સાહિત્ય પરિષદ વિષે તથા ગુજરાતી સાહિત્ય અને ભાષાને લગતા વિષયો ઉપર ઠીક ઠીક વાતો થઇ. આ વાતોમા કોઈ કોઈ વાર વાતની ગરમીમાં આવી જઈ મહાદેવ-ભાઈ ઠીક ઠીક અંગ્રેજી શબ્દો અને વાક્યો પણ બોલી જતા. કંઇક ઉપહાસયુક્ત સ્મિત કરતા કરતાં બધું સાંભળી લીધા પછી ગાંધીજી મહાદેવભાઇને કહે, 'તમારી મા આગળ આવું બધું બોલો તો મા જાણે દીકરો બહુ ભણ્યો છે, પણ બીચારી કશું સમજે નહિ !' ત્યારબાદ આપણે ભણેલા લોકો ગુજરાતી ભાષા પ્રત્યેની બેદરકારી રાખી કેટલા અપરાધી બન્યા છીએ તેના ઉપર વિવેચન ચાલ્યું, અને ગુજરાતી ભાષાની ઉપાસના કરવાની બીજી દીક્ષા અમને મળી. અમે ગાંધીજીના પ્રસંગમાં આવતા બન્યા, પણ સ્વર્ગસ્થ મોહનલાલ પંડ્યા અને સ્વ. દયાળજીભાઈ તો ગાંધીઘેલા હતા એમ કહીએ તોપણ ચાલે. પંડયાજીના મારી સાથેના સબંધને લઈને અને દયાળજીભાઈના મહા-

દેવભાઇ સાથેના સબંધને લઇને એ બને ભાઇઓ અમારા મુરબ્બી બન્યા હતા અને ગાધીજી પ્રત્યે અમને ખેંચવામા એ બે મુરબ્બીઓએ પણ ઠીક ઠીક ફાળો આપ્યો હતો

"આમ સને ૧૯૧૫ની સાલ ગઈ મહાદેવભાઇને લાગ્યુ કે અમદાવાદમા વકીલાત કરવાનુ નહિ ફાવે વળી એમના પિતાશ્રી થોડા વખતમા નિવૃત્ત થવાના હતા એટલે તો પોતાની વકીલાત માટે જ અમદાવાદમા ઘર નિભાવવુ પડે એ પોસાય એમ નહોતુ એટલે ગુજરાતમા ચાલતી સહકારી મ ડળીઓનુ સેન્ટ્રલ કો-ઓપરેટિવ બેંક તરફથી નિરીક્ષણ કરવાનુ કામ રૂ ૧૨૫ ના પગારથી એમણે માથે લીધુ. ભાડા ભથ્થા સાથે લગભગ બસો માસિક થતા પિતાશ્રી નિવૃત્ત થયા પછી મહાદેવભાઇનુ અમદાવાદમા આવવાનુ ઓછુ થવા માડ્યુ-જોકે હુ ઘણીવાર આશ્રમમા જતો, મહાદેવભાઈ જ્યારે અમદાવાદમા આવતા ત્યારે અમે બને જતા તે અરસામા મહાદેવભાઇનો એક નાનો ભાઇ ગુજરી ગયા, તેના સ્મરણમા પોતાની નવી નોકરીમાથી બચાવેલા રૂ ૫૦૦) મહાદેવભાઇએ ગાધીજીને અર્પણ કર્યા

'૧૯૧૭ના મેની ૭ મી તારીખે હુ આશ્રમની રાષ્ટ્રીય શાળામા જોડાઇ ગયો નિર્ણય કરતા પહેલા સગાસબ ધી કોઇને મે પૂછ્યુ નહિ તેથી મારા મ ડળમા કાઇક ખળભળાટ થયો, મારા કેટલાક વકીલ મુરબ્બીઓને એમ પણ લાગ્યુ કે અ ે આપણી સલાહ પણ ન લીધી દાદાસાહેબ માવલકર આ વાત સાભળીને મને અભિનદન આપવા આવેલા તે મને યાદ છે મહાદેવભાઇ સાથે મારે આ બાબત પત્રવ્યવહાર ચાલતો એટલે મારો આવો વિચાર ચાલે છે તે તેઓ જાણતા, પણ નિર્ણય તો મે અચાનક જ કરી નાખેલો એટલે તેઓ પણ હર્ષિત થઇ મને મળવા માટે પોતાની મુસાફરીમાથી આશ્રમમા આવ્યા. ૧૯૧૭ના જૂનની ૩૦મી સુધીમા ગિરમીટ-પ્રથા નાબૂદ કરવાનુ વાઇસરોય તરફથી જાહેર ન કરવામા આવે તો સત્યાગ્રહની લ ા ઉપાડવાની ગાધીજીએ યોજના કરી હતી તે માટે સત્યાગ્રહનુ સ્વરૂપ સમજાવવા ગાધીજીએ સત્યાગ્રહના

સ્વરૂપ વિષે એક વિસ્તૃત લેખ લખી ચોપાનિયાના રૂપમાં ગુજરાતીમાં છપાવ્યો હતો. તેનું અંગ્રેજી કરવાનું કામ ગાંધીજીએ અમને શિક્ષકોને સોંપ્યું. અંગ્રેજી ભાષાની ગાંધીજીની કસોટીમાં અમારામાંથી કોઇ પાસ થાય એમ ન હતું તે અમે જાણતા હતા એટલે અમે કાંઈક મૂંઝવણમાં હતા. તે જ દિવસે મહાદેવભાઈ મને મળવા માટે આવી પહોચ્યા, એટલે અમે તો અનુવાદનું કામ એમને જ સોંપી દીધું. સાંજે ચાર વાગ્યે એ લઇને ગાંધીજી પાસે ગયા. મહાદેવભાઈનો અનુવાદ ગાંધીજીએ ઠીક ઠીક સુધાર્યો. આ અનુવાદને લઇને ગાંધીજીના હૃદયમાં મહાદેવભાઇએ વિશેષ સ્થાન રોકર્યું.

"મહાદેવભાઈ પેલી નોકરીની રખડપટ્ટીથી કંટાળ્યા હતા, તેમાં વળી એક સોસાયટીના સેક્રેટરીએ કાંઈક ગોટાળો કરેલો, તેના ઉપર ફોજદારી કેસ માંડવો જોઇએ એવો મહાદેવભાઇએ રિપોર્ટ કર્યો. આવા ફોજદારી કેસ માંડીશું તો સહકાર-પ્રવૃત્તિ વિષે લોકો વહેમાઇ જશે એ દૃષ્ટિએ મહાદેવભાઇની સૂચના કો-ઓપરેટિવ સોસાયટીઓના તે વખતના રજિસ્ટ્રાર મિ. યુ. એન્કને ન ગમી એટલે મહાદેવભાઇએ રાજીનામું આપી દીધું. પછી શું કરવું એના વિચારમાં હતા તે વખતે ભારતમંત્રી મિ. મોન્ટેગ્યુએ યુદ્ધ પછી હિંદને સ્વરાજ આપવા વિષે એક મહત્ત્વનું ભાષણ કર્યું હતું. તેનો સુંદર અનુવાદ મહાદેવભાઈએ હોમરૂલ લીગને કરી આપ્યો અને ત્યારથી હોમરૂલ લીગની આંખ એમના ઉપર પડેલી. મુંબઈ પ્રાંતની લીગનું સેક્રેટરીપદ લેવા લીગના આગેવાનોએ તેમને આગ્રહ કરવા માંડયો. મુંબઈના એક બીજા આગેવાન પણ એમને પોતાના અંગત મંત્રી તરીકે રાખવા ઇચ્છતા હતા.

"આ દ્વિધા ચાલતી હતી તેવામાં ગાંધીજી એકવાર મુંબઇ હતા ત્યાં મહાદેવભાઇ તેમની સલાહ પૂછવા ગયા. ગાંધીજીએ કહ્યું કે, 'જો, તમારે હોમરૂલ લીગના સેક્રેટરી થવાનું નથી અને પેલા ભાઇના અંગત મંત્રી પણ થવાનું નથી. તમારું સ્થાન તો મારી પાસે છે. મને ઘણા સાથીઓ મળ્યા છે, પણ કોઇને-એક મિ.

પોલાકના અપવાદ સિવાય બીજા કોઇને-મેં તમે મારી પાસે જ આવી જાવ એમ કહ્યું નથી. હું તમને ઓળખવા લાગ્યો છું ત્યારથી મારી આંખ તમારી ઉપર ઠરી છે. તમારો સ્વભાવ, તમારી ભાષા, તમારા અક્ષર—એ બધા ઉપરથી જેવો માણસ મારે જોઈએ છે તેવા બધી રીતે તમે છો એમ મને લાગ્યું છે : એટલે જ તમને આ કહું છું.' બસ. મહાદેવભાઇને તો આ વિરલ માન મળ્યું. પણ પોતાના પિતાશ્રીને પૂછ્યા વિના હા પાડી દેવાનું તેમને મુશ્કેલ લાગ્યું, એટલે પિતાશ્રીને પૂછીને જવાબ આપવાનું કહ્યું. પિતાશ્રી સાથે મસલત કરી થોડો વખત ગાંધીજી સાથે ગાળીને છેવટનો નિર્ણય કરવો એમ ઠરાવ્યું. ગાંધીજી સાથે રહેવાની તૈયારી કરી. પહેલી ગુજરાત રાજકીય પરિષદ ગોધરામાં ભરાઈ હતી ત્યાં દુર્ગાબેનને લઇને તેઓ આવ્યા અને ત્યાંથી બને ગાંધીજીની સાથે ચંપારણમાં ગયા. દોઢેક મહિનો એમની સાથે ફરી પાછાં ગાંધીજી સાથે મુંબઈ આવ્યા અને ત્યાંથી છેવટનો નિર્ણય કરવા માટે પોતાના પિતાશ્રીને મળવા પોતાને ગામ દિહેણ ગયાં.

"ગાંધીજી મુંબઈથી આશ્રમમાં આવી ચંપારણમાં ગયા ત્યારે મને તથા મારી પત્નીને પોતાની સાથે લેતા ગયા. પંદરેક દિવસ પછી ચંપારણમાં મોતીહારી શહેર, જ્યાં અમે હતા, ત્યાં ગાંધીજી ઉપર મહાદેવભાઈનો તાર આવ્યો કે, 'હું અને દુર્ગા આવીએ છીએ.' હું એમને સ્ટેશન ઉપર લેવા ગયો, પણ એ આવ્યાં નહિ. પાછો આવ્યો ત્યારે ગાંધીજીએ મને મહાદેવભાઈનો તાર બતાવ્યો કે, 'પિતાશ્રીનું મન બહુ જ દુભાય છે તેથી ખૂબ ઇચ્છા હોવા છતાં આપની સાથે જોડાઇ શકતો નથી.' આ પ્રમાણે તાર કર્યો તો ખરો, પણ મોકલ્યા પછી મહાદેવભાઇની જે દુઃખી હાલત થઇ તે જોઇ પિતાશ્રીએ આશીર્વાદ સાથે રજા આપી એટલે ત્રીજે દિવસે સવારે પાંચ વાગે તાર આવ્યો કે, 'પિતાશ્રીના આશીર્વાદ મેળવ્યા છે અને આવું છું.' હું એ બંનેને સ્ટેશન ઉપર લેવા જતો હતો ત્યારે ગાંધીજી મને કહે, 'નરહરિ, ફરી પાછો તાર આવે કે નથી આવતો તો કેવી મજા થાય !' મેં કહ્યું કે, 'ના,

જરૂર મદદ આવશે.' મહાદેવભાઈ આવ્યા અને તે દિવસથી (ડિસેમ્બર ૧૯૧૭) ગાંધીજીમાં ઓતપ્રોત થઈ ગયા. "

ગાંધીજીમાં ઓતપ્રોત થઈ જવું એ કંઈ બાળકના ખેલ નથી. ગાંધીજીમાં ઓતપ્રોત થવું એટલે વિશ્વ જેવડી વિશાળ અને સત્ય જેવી સૂક્ષ્મ એમની પ્રવૃત્તિઓમાં ઓતપ્રોત થવું, તલવારની ધાર જેવી અહિંસામાં ઓતપ્રોત થવું, બ્રહ્મચર્ય-અપરિગ્રહ જેવાં કઠણ જીવનવ્રતોમાં ઓતપ્રોત થવું. આ બધા માટે એમણે ઘોર જંગલ, ઊંડું એકાંત, સમાધિ કે નિવૃત્તિ જેવાં સાધન નથી સૂચવ્યાં, પણ સળગતા સંસાર-વચ્ચે જ રહીને સાધકે તમામ કર્તવ્ય-કર્મો બજાવવાનાં છે, અનેકવિધ સમસ્યાઓને નિર્લેપભાવે-નિર્મોહભાવે ઉકેલવામાં મચ્યા રહેવાનું છે. આમાં ક્ષણે ક્ષણે જાગ્રતિ જોઈએ, સાવધાનતા જોઈએ. જરાય અંગત સ્વાર્થ કે રસ વિના સૂર્યચંદ્રની જેમ કેવળ લોકહિતાર્થે સતત કર્મપરાયણ જીવન જીવવાની તાકાત અને તૈયારી જેમની હોય એવા સદ્‌ભાગી વિરલાઓ જ બાપુમાં ઓતપ્રોત થઈ શકે. જીવનની ક્ષણે ક્ષણ કોઈ ને કોઈ કામમાં, કોઈ ને કોઈ સેવામાં રોકાય, ક્ષણે ક્ષણ કંઈ ને કંઈ જ્ઞાનપ્રાપ્તિ થાય, આત્મશુદ્ધિ ને આત્મવિકાસ થાય એવી રીતે જીવન રચવું એ કલ્પના જેટલી ભવ્ય, સુંદર અને મનોહર લાગે છે તેટલો એનો અમલ સહેલો, સરળ કે સર્વસુલભ નથી. તેમાંય વળી બાપુની અનેકવિધ પ્રવૃત્તિઓમાં જ્ઞાનપૂર્વક સમાઈ જવું અને એમાં આગળ વધ્યે જવું એ જેવી તેવી વાત નથી. એને માટે અતિ ઊંચા પ્રકારની શક્તિ અને સામર્થ્યની જરૂર તો છે જ, પરંતુ એ કરતાંય વધુ ઊંચા પ્રકારની સાત્ત્વિક ભક્તિ અને સાચી વિરક્તિની વિશેષ જરૂર છે.

આ ભક્તિ અને વિરક્તિનું બળવાન બીજ ઊગતા યૌવનની તેમની આશાઓ અને મહત્ત્વાકાંક્ષાઓને વીંધીને ઊગી શકયું એ આપણે શ્રી. નરહરિભાઈએ આપેલ જીવંત ચિતારમાંથી જોઈ શકીએ છીએ. વકીલાત, દ્રવ્યપ્રાપ્તિ તેમ જ દુનિયાની દૃષ્ટિએ આવા બુદ્ધિસંપન્ન અને આશાસ્પદ ગણાતા યુવકને માટે સહજસુલભ એવી ભાવિ જ્વલંત કારકિર્દી તો તેમને કદી ખેંચી શક્યાં નહોતાં, પરંતુ એ સિવાયનાં ઉપર-વર્ણવ્યાં વિવિધ દિશાનાં વિકાસગામી આકર્ષણો તેમની સામે હતાં. તે બધાં પાર કરીને તેઓ ગાંધીજીને ચરણે બેસી ગયા અને આશ્રમનું રંગવિહોણું સાદું શ્રમભર્યું જીવન તથા સ્વેચ્છાપૂર્વકની ગરીબી અંગીકાર કરી લીધાં—એ બધું તેમની એ વખતની હૃદયઝંખનાના સાત્ત્વિક સ્વરૂપની ઝાંખી તથા વિરક્તિની ભાવનાની પ્રતીતિ કરાવે છે.

દુનિયાનાં તોલમાપ જુદાં હોય છે એટલે મહાદેવભાઈના આ પગલાને લોકોએ ભારે કઠણ ત્યાગ તરીકે ઓળખ્યું હશે, પણ સતત આંતરવિકાસ માટે ઝંખતા પુરુષોને તો એ બધું પ્રતિબંધરૂપ અને ક્યારેક બોજારૂપ લાગતું હોય છે. બાહ્ય પરિબળો એને અમુક વખત સુધી જકડી-પકડી રાખે છે, અને એકાદ શુભ ક્ષણે એ બધા પ્રતિબંધો તૂટી જાય છે ત્યારે એવા ત્યાગી માણસને ભાર લાગવાને બદલે ઊલટું પોતે હળવો ફૂલ બની ગયા જેવો અનુભવ થાય છે. હમણાં પાંચેક વરસ પહેલાં એક બીજા વિષયના સંબંધમાં લખતાં શ્રી. મહાદેવભાઈએ જ ત્યાગની વાત બહુ સુંદર રીતે સમજાવી છે: 'સાચું પૂછો તો દુનિયામાં ત્યાગ જેવી કોઈ વસ્તુ જ નથી. જે માણસ બરાબર સમજી-વિચારીને કોઈ પણ વસ્તુનો કે શોખનો ત્યાગ કરે છે તે એના કરતાં કોઈ વધુ સુંદર વસ્તુની પ્રાપ્તિ માટે તેમ

કરતા હોય છે. પહેલી વસ્તુ કે શોખ પ્રત્યે તેને અરુચિ અથવા વિરક્તિ ઉત્પન્ન થાય છે અને એનાથી સુંદર લાગતી વસ્તુ કે શોખ માટે તેના હૃદયમાં અનુરક્તિ ઉત્પન્ન થાય છે ' ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના ' એ મહાસત્યનું પણ આ જ રહસ્ય છે.

ધાર્મિક સંસ્કાર, વાચન અને વિચારને કારણે ધનદૌલત, મોટાઈ કે મિથ્યા-પ્રતિષ્ઠાનો લોભ તો તેમને સ્પર્શી શકયો નહોતો, પરંતુ ગાંધીજીના પરિચયમાં આવ્યા પછી તેમને જે દિવ્ય અણમોલ વસ્તુની ઝાંખી થઇ તેનાથી દુનિયાની તમામ સામાન્ય વસ્તુમાંથી દિલ ઊઠી ગયું અને પેલી દિવ્ય વસ્તુ પ્રત્યે અનુરક્તિ થઇ. એમના અપરિગ્રહી નિષ્કિંચન જીવનમાંથી આપણે જોઇ શકીએ છીએ કે દુનિયાની નજરે કઠણ લાગતો એમનો ત્યાગ એ સાચી વિરક્તિના સ્વાભાવિક પરિણામરૂપ જ હતો, અને તેથી જ તેઓ પોતાનું બધું જ-પોતાની જાત સુદ્ધાં બધું જ-છોડીને સહજ રીતે જ ગાંધીજી જેવા મહાપુરુષમાં ઓતપ્રોત થઇ શકયા.

## ૪

# ઘડતર

મહાદેવભાઈએ અલ્પ સમયમાં જે પ્રેરક જીવનસિદ્ધિ પ્રાપ્ત કરી તેનો વિચાર કરીએ ત્યારે એનું મૂળ જોવાની, એમનો ઘડતર-કાળ સમજવાની જિજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે. મહાદેવભાઈ પહેલવહેલા ગાંધીજી પાસે આવ્યા ત્યારે એમની પાસે શું મૂડી હતી ? તેમના કહેવા પ્રમાણે તો 'કેવળ ગાંધીજી પ્રત્યેની ભક્તિ ઉપરાંત કશી જ લાયકાત મારામાં નહોતી.' એમની આ એકનિષ્ઠ ભક્તિએ જ એમને સર્વકંઈ અપાવ્યું એ તો આપણે આગળ જોઈશું, પરંતુ આપણે જાણીએ છીએ કે એ વખતે તેમની પાસે તેજસ્વી બુદ્ધિ અને શ્રદ્ધાભર્યું હૃદય હતાં. કાયદાનો અભ્યાસ અને સારું એવું વાચન હતું. ગુજરાતી તેમ જ અંગ્રેજી ભાષા ઉપર સારું પ્રભુત્વ હતું. વાંચનારની આંખને આકર્ષે અને જાણે લખનારના હૃદયનું પ્રતિબિંબ હોય એવા સ્વચ્છ-સુંદર અક્ષરો હતા. ખડતલ શરીર અને નિર્મળ અંતઃકરણ હતાં. આશા ખંત ઉત્સાહ અને ઉદ્યમશક્તિ હતાં. સેવાબુદ્ધિ નમ્રતા અને આજ્ઞાંકિતતા હતાં. પવિત્ર અને સત્યપરાયણ જીવન જીવવાની ઇચ્છા અને તેને અર્થે દુન્યવી સુખોને ફેંકી

દેવાની તૈયારી હતા સત્યાગ્રહી જીવનના આગ્રહ માટે પચીસ વરસની ઉંમરે આ મૂડી કંઈ જેવી તેવી ગણાય? ગાંધીજીએ જોઈ લીધું કે આ સત્પાત્ર છે તેમણે પસંદગી કરી લીધી અને એ પસંદગી સુખદ નીવડી ભક્તિવિનમ્ર હૃદય, શિષ્યોચિત ગુરુશ્રદ્ધા અને તેજસ્વી બુદ્ધિ—પછી તો માત્ર એક મંત્ર પણ બસ થાય ને! એમાં ગાંધીજીનું પુત્રવાત્સલ્ય અને કાળજીભરી તાલીમ ઉમેરાય પછી બાકી શું રહે? મહાદેવભાઈની શક્તિઓ સોળે કળાએ ખીલવા માંડી

આદર્શ સેવક લક્ષ્મણ કે હનુમાનની વાત કરવા જતાં જેમ અયોધ્યા, રામ કે રામાયણની વાત આવી જ જાય, તેમ મહાદેવભાઈની વાત કરતાં ગાંધીજી, આશ્રમ અને રાષ્ટ્રીય ઇતિહાસનો ઉલ્લેખ સહેજે કરવો પડે એવું છે, કેમકે મહાદેવભાઈનું સમગ્ર જીવન એ બધા સાથે સંપૂર્ણ રીતે ઓતપ્રોત થઈ ગયું છે જે દિવસોમાં મહાદેવભાઈ ગાંધીજી પાસે આવ્યા એ દિવસો પછી અલ્પકાળમાં જ ભારતવર્ષ ગાંધીજી દ્વારા નવો અવતાર પામવાનું હતું એ અવતારક્રિયા પહેલાં, અવતારક્રિયા દરમિયાન અને પછી એના પોષણ અને વિકાસની પ્રત્યેક ભૂમિકાના ક્ષણેક્ષણના તેઓ સાચા જ નહિ પરંતુ નાનકડા તોય બહુમૂલ્ય સંગાથી હતા

રાષ્ટ્રીય નવાવતારના એ ઇતિહાસમાં તો આપણે નહિ ઊતરીએ, પરંતુ મહાદેવભાઈનો ઘડતરકાળ સમજવા પૂરતા તત્કાલીન બળોનું સ્મરણ કરવું પડશે મહાદેવભાઈ આવ્યા ત્યારથી ગાંધીજીની પ્રતિચ્છાયા બનીને જ રહ્યા છે સ્વતંત્ર પ્રવૃત્તિ એમણે ભાગ્યે જ પસંદ કરી હોય. કદાચ કરવી પડી હોય તો તે પણ ગાંધીજીની આજ્ઞાને લીધે આમ હોવાથી સ્વાભાવિક રીતે જ ગાંધીજીએ

હિંદુસ્તાનમાં આવીને આશ્રમજીવનમાં તેમ જ દેશના સાર્વજનિક જીવનમાં સત્ય અને અહિંસાના જે મહાન પ્રયોગો કર્યા એ પ્રયોગો અને પ્રવૃત્તિ દ્વારા મહાદેવભાઈનું ઘડતર થયું. ગરીબાઈ દુ:ખ અજ્ઞાન આળસ જડતા નિરાશા વગેરે અનેકવિધ દુ:ખોમાં સબડતાં કરોડો લોકોનાં જીવનમાં સુખ અને આશાનો સંચાર કરવા માટે તેઓ આશ્રમ સ્થાપીને સત્ય તેમ જ અહિંસાના આધારે વિવિધ માર્ગો શોધી રહ્યા હતા. આવા ઉન્નત આદર્શ અને વિશાળ ભાવનાથી આકર્ષાઈને એ વખતે ગાંધીજીની આસપાસ અનેક કર્મવીરો ને ધર્મવીરો એકઠા થયા હતા. 'આશ્રમના પ્રાણ' સ્વ. શ્રી. મગનલાલ ગાંધી, આચાર્ય શ્રી. કાકાસાહેબ, વિનોબાજી વગેરે એ વખતના આશ્રમવાસીઓમાંના હતા. નમ્રતા સેવાબુદ્ધિ અને કર્મપરાયણતાને કારણે મહાદેવભાઈ સૌને પ્રિય હતા અને સૌની પાસેથી પ્રેરણા મેળવતા. સ્વ. શ્રી મગનલાલભાઈ વિષે લખતાં તેમણે કહ્યું છે કે, 'એ વખતે મારા જેવા કાચાને એમની હૂંફ મળતી.'

સેવા સંયમ સાદાઈનું મહત્ત્વ તો તેઓ સમજતા હતા ગરીબાઈ પણ સ્વેચ્છાપૂર્વક સ્વીકારી લીધી હતી. શરીરશ્રમના ગૌરવનો તેમણે આશ્રમમાં રહીને અનુભવ કર્યો અને શરીરશ્રમ એ જીવનનો એક પાયાનો નિયમ છે એનું રહસ્ય તેઓ સમજ્યા. રેંટિયાની શોધ તો જરા પાછળથી થઈ, પણ આરંભકાળે આશ્રમમાં વણાટકામ ચાલતું. નાનાંમોટાં સૌને ઓછામાં ઓછું અમુક તો શારીરિક કામ કરવાનું હતું જ. કોઈ કામને હલકું ગણવાનું નહોતું. રસોઈ કરવી, પાણી ભરવું કે ઉપયોગી રાજદ્વારી લખાણો તૈયાર કરવાં—એ બધાં કામ સરખા મહત્ત્વનાં સમજવાનાં હતાં. અહંકાર કે અભિમાનનું ઝેર કાઢી નાખવા

પાયખાના સાફ કરવાનું કામ પણ આશ્રમવાસીઓએ જ કરવાનું હતું મહાદેવભાઇ આવાં બધાં કામ ખૂબ આનંદથી કરતા આળસ તો તેમને હતુ જ નહિ, પરંતુ એક ક્ષણ પણ નકામી ગાળવી એ ઇશ્વરે આપેલા અમૂલ્ય જીવનનો દુરુપયોગ છે–ઇશ્વરનો દ્રોહ છે, । એવી દૃષ્ટિ આશ્રમજીવનમાં સહેજે લાધી પ્રાર્થના ધર્મવિચાર તત્ત્વચર્ચા અને આત્મચિંતન વગેરે દ્વારા જીવનના આખરી ધ્યેય વિષેની દૃષ્ટિ વધારે સ્પષ્ટ થઇ ગાંધીજી અને બીજા પવિત્ર પુરુષોના આચરણથી સંન્યાસ અને કર્મની ભાવનાનું સાચું મૂલ્ય સમજાયું રામાયણ અને ગીતા જીવનમાં પગલે પગલે ને પ્રત્યેક ક્રિયા કે વિચારમાં આધારરૂપ બનતાં ગયાં નમ્રતા વધતી ગઇ આત્મસમર્પણની ભાવના દૃઢ થતી ગઇ રટણ કરતાં કરતાં જીવનની પ્રત્યેક પળ કોઇ ને કોઇ લોકહિતકારી કાર્યમાં વીતવા લાગી

આમ એક બાજુ આશ્રમજીવન દ્વારા આત્મઘડતર ચાલતું હતું ત્યારે બીજી બાજુ રાષ્ટ્રીય રાજકીય મહત્ત્વની ઘટનાઓ પણ એમના ખીલતા મન ઉપર ભારે અસર ઉપજાવી રહી હતી દેશનું કાયમ માટે ભાવિ પલટે એવી અને રાજકારણ ચલાવવાની પદ્ધતિમાં ક્રાન્તિ કરે એવી ત્રણ મહત્ત્વની ઘટનાઓ બરાબર મહાદેવભાઇ ગાંધીજી સાથે નવા નવા જોડાયા એ અરસામાં જ બની એક તો ગાંધીજી જેને સત્યનો મહાન પ્રયોગ કહે છે, જ્યાં તેમને અહિંસાદેવીનાં દર્શન થયાં–ઇશ્વરનો સાક્ષાત્કાર થયો એ ચંપારણ્યની લડત, બીજી ગુજરાતનો રાજકીય જીવનનો પાયો નાખનારી ખેડા જિલ્લાના ખેડૂતોની અયોગ્ય મહેસૂલ ન ભરવાની લડત, અને ત્રીજી દુનિયાભરના મજૂર–ઇતિહાસમાં નવો જ ચીલો પાડનારી મજૂર મહાજન જેવી મહાન અને નમૂનેદાર સંસ્થાનો

જેમાંથી ઉદ્‌ભવ થયો તે અમદાવાદ મિલ–મજૂરોની લડત. આ ત્રણે લડતમાં મહાદેવભાઈ બાપુના નિત્યના સાથી હતા. હિંદુસ્તાનમાં સત્યાગ્રહના આ પ્રારંભિક પ્રયોગ જ હતા, પણ એણે ઘણી વાતો શીખવી દીધી. દેશને કાયમની આંટીઘૂંટીઓના જ્ઞાન કરતાં અન્યાયને તાબે ન થવાની ભાવના અને શક્તિની વધારે જરૂર છે, સત્યાગ્રહ એ ભારે બળવાન શસ્ત્ર છે, અહિંસા એ જબરદસ્ત શક્તિ છે, એના આધારે લાખો અભણ–અબુધ ગામડિયાંઓનાં સંગઠન કરી શકાય છે, અને સત્યનું જેમણે નિશાન રાખ્યું હોય ને અહિંસાનું લંગર રાખ્યું હોય તેઓ તોફાની દરિયા પણ પાર કરી શકે છે–એ બધાંનો આ લડતોમાં તેમને પ્રત્યક્ષ અનુભવ થયો. ભારતવર્ષની ગરીબાઇનું દર્શન દાદાભાઇના પુસ્તકમાંથી કરેલું તે આજે ઘણા ભયંકર સ્વરૂપે પ્રત્યક્ષ જોયું, પણ સાથે સાથે એના નિવારણની અદ્‌ભુત ચાવી પણ જોઇ. અહિંસાની વિરાટ શક્તિનો તેમને જાત–અનુભવ થયો ને કદી ન ભૂંસાય એવી શ્રદ્ધા જામી ગઇ.

જનસ્વભાવનો પણ તેમને ખૂબ પરિચય થયો. સાર્વજનિક પ્રશ્નો હાથ લેનારે અને લડતો ચલાવનારે ક્યાં ક્યાં શું શું સંભાળવાનું છે, કેવા કપરા અનુભવોમાંથી પસાર થવાનું છે, એ બધું પણ જોવાનું મળ્યું. મહેસૂલ અંગેની ખેડાની લડતના વિજયી અંત પછી થોડા જ વખતમાં ગાંધીજી મહાયુદ્ધ માટે રંગરૂટોની ભરતી કરવા એ જ જિલ્લામાં આવ્યા. લોકોના સહકાર કે આદરસત્કારની વાત તો કોરે રહી, પરંતુ કોઈ વાહનની સગવડ ન આપે, ખાવાપીવાની પણ મુશ્કેલી. ગાંધીજી રોજના વીસ માઇલ ચાલે અને મગફળી–ગોળ ખાઇ લ્યે. આ બધાંથી તેઓ થોડા વખતમાં મરણપથારીએ પડ્યા. આવા પ્રવાસમાં

પણ મહાદેવભાઇ તો સારા–માઠા તમામ અનુભવોમાં સાથે જ હોય. આ બધાંથી લોકોને ઓળખવાની, પ્રસંગો સમજવાની અને વાતાવરણમાંથી સત્યાસત્ય તારવી લેવાની તેમની શક્તિ ખીલતી ગઇ.

આશ્રમજીવન, સત્યાગ્રહની લડતો તેમ જ ગાંધીજીની નાની-મોટી રાજકીય પ્રવૃત્તિઓ દ્વારા એમના વિચારો અને એમનું જીવન ઘડાયે જતાં હતાં. આજની જેમ તે સમયે હજુ રાષ્ટ્રનું પરમ ધ્યેય અને ધ્યેયસિદ્ધિના માર્ગો સ્પષ્ટ રીતે અંકિત થઇને બહુમાન્ય થયાં ન હતાં. હિંદુસ્તાનનું રાજકરણ એ મોટે ભાગે અંગ્રેજી કેળવણીથી વિભૂષિત આગેવાનોની બંધારણીય હિલ-ચાલ પૂરતું સીમિત હતું. મહાયુદ્ધને કારણે અનેક વિશાળ પ્રશ્નો ઉપર આવેલા ખરા, હિંદુસ્તાનના દિલમાં અનેક આશાઓ પણ જન્મ પામેલી, પરંતુ જનસમસ્તની સમગ્ર આકાંક્ષાનું સાચું અને સ્વાભાવિક પ્રગટીકરણ થવાને હજી વાર હતી. એનીબેસંટ અને હોમ-રૂલ લીગના આંદોલનથી દેશ તરબતર હતો. તિલક મહારાજનો પ્રભાવ લોકહૃદય ઉપર જામેલો હતો. ગાંધીજી હજુ હિંદુસ્તાનના જાહેરજીવનમાં પ્રવેશતા હતા. તેમનાં વિચારો સિદ્ધાંતો નીતિ અને પદ્ધતિને સૌ આદરપૂર્વક સાંભળતા, પરંતુ એની સાચી કિંમત હજુ અંકાઇ નહોતી. નાનામોટાં દુઃખ-ફરિયાદોના નિવારણ માટે એ સત્યાગ્રહ કે કષ્ટસહનનો માર્ગ ઠીક છે, પરંતુ હજુ એ માર્ગને રાષ્ટ્રીય આગેવાનોએ અપનાવ્યો નહોતો. લોકોમાં એ વિચારોનું સન્માન થતું, પરંતુ કાયદા અને બંધારણનાં જ્ઞાન ચાતુર્ય અને શક્તિનું વર્ચસ્વ તો હજુ એવું ને એવું કાયમ હતું. બે-ચાર નાનામોટા પ્રયોગો પછી સ્વેચ્છાપૂર્વકના કષ્ટસહનના માર્ગ પ્રત્યે લોકોનો આદર બંધાયેલો, કંઇક શ્રદ્ધા પણ પેદા થયેલી,

પરંતુ લોકોને આંજી નાખનાર તો હજુ કાયદા-કાનૂનની રાજકીય પટ્ટાબાજી જ હતી. આ કાળે દેશના પ્રશ્નોને સમજવા અને હાર્દ પકડવા મથી રહેલા ગાંધીજીને કારણે સ્વાભાવિક રીતે જ મહાદેવભાઇને અનેક નેતાઓ, ભિન્ન ભિન્ન પક્ષના સમર્થ આગેવાનો અને બ્રિટિશ શાસકવર્ગના માનસનું પ્રતિબિંબ પાડનાર મોટા સરકારી અમલદારોને નિકટથી જોવા-જાણવાનો અને દેશના રાજકીય પ્રવાહોને સાચા સ્વરૂપમાં નિહાળવાનો અવસર મળતો અને તેથી સ્વાભાવિક રીતે જ અન્ય તમામ પ્રવાહો અને વિચારો તેમ જ વિરોધોની સરાણે ચડી ચડીને ગાંધીજી પાસેથી ગ્રહણ કરેલા તેમના વિચારો શુદ્ધ સંગીન અને ઊંડા થતા ગયા તેમ જ અભિપ્રાયો અને મંતવ્યો દૃઢ અને નિશ્ચિત થતાં ગયાં.

આશ્રમમાં આવ્યે માંડ દોઢેક વરસ થયું હશે ત્યાં તો દેશના રાજકારણમાં વીજળીની ઝડપે બનાવો બનવા માંડ્યા. રૉલેટ બિલ, બિલના વિરોધ અર્થે સત્યાગ્રહ-સભાની સ્થાપના, રાષ્ટ્રવ્યાપી અપૂર્વ હડતાલો, છૂટાંછવાયાં તોફાન, સરકારી અત્યાચાર-માણસને હચમચાવી મૂકે એવા બધા રોમાંચકારી બનાવોનો એ અવિસ્મરણીય ઇતિહાસ અહીં ક્યાં ઉખેળવા થોભીએ ! પરંતુ આ બધા બનાવોએ ગાંધીજીના સંતહૃદયમાં જે મંથનો અને પ્રત્યાઘાતો પેદા કર્યા અને 'મોક્ષ મારી જીવનનું ધ્યેય છે' એમ કહેનાર ધર્મપુરુષ 'આ સલ્તનત શેતાની છે, એનો નાશ કરવો જોઇએ' એવા રાજકીય યુદ્ધની ઘોષણા કરે એ બધી વસ્તુના પળેપળના સાક્ષી અને સાથી રહેનારના જીવન ઉપર તેની કેવી અસર થઇ હશે !

અસહકારની અપૂર્વ અને ઐતિહાસિક જાગૃતિના દિવસોમાં એ વરસ સુધી મહાદેવભાઇને દેશભરમાં ગાંધીજી સાથે પરિભ્રમણ

કરવાનું મળ્યું. ચંપારણ્ય વખતે એમને સાચા દેશનું દર્શન કરવાનું તો મળ્યું હતું પણ આ દર્શન 'અજબ હતું'–કલ્પનાતીત હતું. કોઇ પુણ્ય સ્પર્શે યુગયુગની ઘોર નિદ્રા અને પરતંત્રતાને ફગાવી દેવા સાચે જ જાણે વિરાટ જાગ્યો હતો. ગાંધીજી 'શેતાની' સરકારનું નગ્ન–બીભત્સ સ્વરૂપ લોકો સમક્ષ ખુલ્લું કરી રહ્યા હતા અને આ રાવણરાજ્યને સ્થાને રામરાજ્યની સ્થાપના કરવાનો મંત્ર આપી રહ્યા હતા. ખિલાફત અને પંજાબના અન્યાય તેમ જ દેશની દુર્દશા લોકોને સમજાવીને સરકારી શાળા, અદાલત તથા ધારાસભાના ત્રિવિધ બહિષ્કારનો કાર્યક્રમ તથા રાષ્ટ્રીય શિક્ષણ, ખાદી, અસ્પૃશ્યતાનિવારણ તથા હિંદુ–મુસ્લિમ ઐક્ય વગેરે રચનાત્મક કામનો સંદેશો કરોડો લોકો સમક્ષ ગાંધીજી મૂકી રહ્યા હતા. હિંદુસ્તાનને નવી જ ફિલસૂફી, નવા જ માર્ગો અને નવાં જ કાર્યક્રમની ભેટ ધરાતી હતી. સમગ્ર રાષ્ટ્ર નવો જ દેહ, નવો જ પ્રાણ, નવા જ રંગ અને નવા જ આકાર પામતું હતું. આ પ્રવાસે તેમના હૃદય ઉપર ભારે ઊંડી અસર નિપજાવી. સાચો દેશ શું છે તેનું પ્રત્યક્ષ દર્શન થયું. લોકપ્રાણ ક્યાં હોય છે, કેમ જાગે છે, કોણ જગાડી શકે છે, એનું રૂપ કેવું હોય છે, તે બધું અનુભવ્યું.

અસહકારની ઉદ્ઘોષણા પછી લોકો જાણે યુગયુગના બંધનમાંથી છૂટીને મુક્તિ–શક્તિ અનુભવતા હોય એમ લાગતું હતું. કોઇ પણ ત્યાગ લોકો માટે આકરો નહોતો. હવે ગાંધીજી 'મહાત્મા' બન્યા હતા. હિંદુસ્તાનને ખૂણે ખૂણે એની જય બોલાતી હતી. જ્યાં જાય ત્યાં લાખો માણસો એકઠા થાય, પૈસાના વરસાદ વરસે, ઘરેણાંના ઢગલા થાય ગરીબમાં ગરીબ ગામડિયણ સ્ત્રીઓ પણ પોતાનું જિંદગીભરનું બચાવેલું નાણું કે ઘરેણું ગાંધીજીને

ચરણે મૂકીને જાણે મોટી કમાણી કરી હોય એવો હર્ષ અને સંતોષ અનુભવતી. લોકજાગ્રતિની હેલી ચડી હતી. પરંતુ આરંભના આ પૂરમાં એક પ્રકારનો ઉન્માદ હતો. વિવેકનો અભાવ હતો. લોકો નિયમ શિસ્ત અને મર્યાદામાં તો સમજતા જ નહિ. ગાંધીજી જ્યાં જાય ત્યાં હજારો માણસો એકઠા થઈને એમને ઘેરી વળે. રેલવે-સ્ટેશને જતાં કે ગાડીમાં બેસતાં કલાક-દોઢ કલાક થઈ જાય અને ગાડીઓ મોડી થાય. એક સ્ટેશનથી બીજા સ્ટેશન સુધી લોકો ગાડીમાં ચડી બેસે ને બહાર ટિંગાતા જાય. કોઈ પડે, આખડે, કચડાય, હાથ-પગ કપાય કે જાન ગુમાવે એવી સ્થિતિ થાય, પણ રોકી શકાય જ નહિ. મહિનાઓ સુધી સતત પ્રયાસ અને કામના બોજા-પણ આમાં આરામ કે ઊંઘને અવકાશ ક્યાં? સ્વયંસેવકોનું ગજું કેટલું! મહાદેવભાઈ સમજાવવા પ્રયત્ન કરે, પણ સાંભળે કોણ? હાથ જોડે, ખોળા પાથરે, પણ લોકો માને તો ને? ગાંધીજી પણ આ સતત અત્યાચારથી ત્રાસે, ક્યારેક ક્રોધ આવી જાય, અને લોકો સામે કપાળ કૂટે. મહાદેવભાઈને પોતાની સ્થિતિનો વિચાર હતો જ નહિ, પરંતુ ગાંધીજીની સ્થિતિના વિચારે તેઓ અકળાઈ જતા-ત્રાસી જતા, તે એટલી હદ સુધી કે આ ત્રાસની અસર નીચે તેમનાથી એક વાર જૂઠું પણ બોલી જવાયું. મધરાતનો વખત હતો, ગાંધીજીની આંખ માંડ મળી હશે, ત્યાં રસ્તાનું કોઈ સ્ટેશન આવ્યું અને લોકોનાં ટોળાએ ધસારો કર્યો. મહાદેવભાઈ ડબ્બાના દરવાજા વચ્ચે ઊભા રહ્યા. જયઘોષણા ગજવીને પછી લોકોએ પૂછ્યું: 'મહાત્મા ગાંધીજી કીધર હૈં? હમેં દરશન કરના હૈ.' મહાદેવભાઈ કહે, 'આ રહ્યો હું મહાત્મા.' શ્રદ્ધાભોળાં લોકોએ એમને

ગાંધીજી સમજીને વંદન કર્યાં અને ગાડી ઊપડી એટલે ફરીથી જયઘોષ ગજવીને તૃપ્તિથી તેઓ ચાલી નીકળ્યાં.

ગાંધીજીના ઉતારાની પણ આ જ દશા. શાંતિ કે આરામનું નામ ન મળે ઉતારાને ફરતા હજારો માણસોએ રાતદિવસ જાણે ઘેરો જ ઘાલ્યો હોય. ગાંધીજીનાં ખાન-પાનની, ઊંઘ-આરામની ઝીણી ઝીણી બાબતોની ચિંતા રાખવાની, એમના કાર્યક્રમને યથેષ્ટ રીતે પાર ઉતારવાની કાળજી રાખવાની, સતત પ્રવાસ અને ઉજાગરો તેમ જ લોકોની અશાંતિ-આ બધાં વચ્ચે ગાંધીજીના દરરોજના કાર્યક્રમની રજેરજની નોંધ રાખવાની અને અનેક આગેવાનો અને માણસો મળવા આવે તેની સાથેની ચર્ચા તથા વાર્તાલાપની નોંધ લેવાની. ટપાલના જવાબ લખવાના અને ગાંધીજીનાં ભાષણો તથા પ્રવાસોના રસિક અહેવાલો 'યંગ-ઇન્ડિયા' તથા 'નવજીવન' માટે નિયમિત અને સમયસર પહોંચાડવાના. ભારેમાં ભારે સંયમ અને શાંતિ પણ તૂટી જાય એવા કસોટીભર્યા વાતાવરણ વચ્ચે રાષ્ટ્રના ધીરગંભીર સવાલોની જરાય અતિશયોક્તિ વિનાની સાચી નોંધ લેવી તથા ગાંધીજીના આકરા ધોરણ અનુસારના તોળી તોળીને લેખો લખવા અને ઝડપથી લખીને સમયસર પહોંચાડવા. મહત્ત્વના કામનો એક કાગળ લખવો હોય તોપે લખનારને શાંતિ જોઇએ, અહીં તો ઊંઘ અને ઉજાગરાભરી આંખે, થાકેલે શરીરે, લાખો માણસોના ઘોંઘાટ વચ્ચે આ બધું કામ કરવાનું. અત્યંત માનસિક ચપળતા, ધ્યેયની તાલાવેલી અને એકનિષ્ઠ ભક્તિ વિના આ અશક્ય છે. પણ આવા કસોટીમય વાતાવરણમાં જ એમના સંયમ, ધીરજ, શાંતિ, સમતોલપણું વગેરે ગુણો ખૂબ કેળવાયા અને દુનિયાભરમાં પ્રસિદ્ધિ અને પ્રશંસા પામેલી તેમની આદર્શ લેખિની ઘડાઇ.

પોતાના સદ્‌ગુણો અને સદ્‌વિચારોનો ચેપ ફેલાવીને દુનિયા આખીને પલટાવી નાખું એવી અદમ્ય ભાવનાની મસ્તી જે ઉંમરે યુવક-હૃદયમાં જન્મે એ ઉંમરના મહાદેવભાઈ આ વખતે હતા. ઉપથી એમને ગાંધીજીના મંત્રી તરીકેનું કામકાજ રહે, પણ એમની આંતરિક સાધના સતત ચાલ્યા જ કરતી. ક્યારેય જો સમય કે તક મળી જાય તો આ નવી ભાવના અને નવા વિચારનો પ્રચાર કરવાનું ચૂકતા નહિ. પ્રસંગ અને અવકાશ મળે ત્યારે અહિંસા, સાદાઈ, સંયમ, સ્વદેશાભિમાન, દેશભક્તિ, ગરીબોની સેવા, સ્વદેશી, ખાદી વગેરેનો પ્રચાર કરતા જ હોય. જ્યાં જાય ત્યાં સૌનાં મન જીતી લ્યે એવો પ્રેમાળ અને મધુર એમનો સ્વભાવ હતો, તેમાંયે બાળકો અને વિદ્યાર્થીઓને તો એ અતિશય પ્રિય બની જતા. એકવાર કોઈ પ્રસંગે પંડિત મોતીલાલજીના એ અતિથિ હતા ત્યારે નાની કૃષ્ણા સાથે દોસ્તી બાંધી અને એને અતિશય પ્રિય એવા માંસ-ભોજનનો ત્યાગ કરાવ્યો.* જ્યાં જાય ત્યાં આવા દોસ્તો થાય અને તેઓ પછી કાગળ લખે તો તેના જવાબ પણ આપે. દેશબંધુ દાસનાં બહેન શ્રી ઊર્મિલાદેવીનો નાનકડો પુત્ર જિતેન એવો દોસ્ત બની ગયો હતો, અને એ પણ આ દોસ્તીને પરિણામે ચા-પાન, માંસ-મચ્છી, નાટક-સિનેમા અને સુંદર વસ્ત્રોના મોહનો ત્યાગ કરી નાનકડો ખાદીધારી અસહકારી બની ગયો હતો. કાગળો લખે, મળે તેની સાથે વાતો કરે, ધન્ય પ્રસંગના વાર્તાલાપો બીજાને ઉત્તેજનરૂપ બને એ માટે કલામય રીતે લખાને પ્રગટ કરે.

મહાદેવભાઈ લખે તો સરસ, વાર્તાલાપ પણ બહુ સરસ

* આ પ્રસંગનું રસિક વર્ણન શ્રી. કૃષ્ણા હઠીસિંગે પોતાના 'વિથ નો રીગ્રેટ્સ' નામના આત્મસ્મરણોવાળા પુસ્તકમાં કર્યું છે.

કરી શકે, પણ હજુ જાહેર રીતે ભાષણ કરવાનો પ્રસંગ કદી આવ્યો નહોતો. એમાં આ દિવસોમાં એકવાર કૌટુંબિક કામે પોતાને ગામ જવાનું થયું. સુરતથી રાંદેર થઈને પોતાને ગામ જાય ત્યાં તો રસ્તામાં રાંદેરથી કુમાર-ટુકડીના આગેવાન બહુકે એમનો કબજો લીધો. વળતી વખતે સભામાં ભાષણ કરવાનું વચન લઈને જ મહાદેવભાઈને છોડયા. ત્રીજે દિવસે પાછા ફરતાં રાંદેર ગામની સભામાં તેમણે ભાષણ કર્યું તે એમનું પહેલું જાહેર ભાષણ. એ પછી તો એમને અનેક પ્રસંગે, અનેક સ્થળે વિવિધ વિષયો અને પ્રશ્નો વિષે બોલવાનું આવ્યું અને તેમની શાંત-મધુર અને સ્વચ્છ-સરળ શૈલીનો ઘણાએ આસ્વાદ પણ કર્યો. પરંતુ એમના પ્રથમ ભાષણનો રમૂજી અનુભવ એમણે 'મધપૂડો 'નામના હસ્તલિખિત દ્વિમાસિકમાં વર્ણવેલો તે વાંચવા જેવો છે. અનેક પ્રશ્નો પર સુંદરમાં સુંદર વાર્તાલાપ ચલાવનાર મહાદેવભાઈ ગામડાના નાના નાના છોકરા અને થોડાક મોટેરાઓની બનેલી જાહેર સભામાં ભાષણ કરવાના ખ્યાલે 'મુંઝાતા હતા અને છાતીમાં ધબકારા થતા હતા.' એ આખું રમૂજી ચિત્ર તો અહીં ક્યાં દોરીએ, પણ એ પ્રસંગ વિષેના એમના જ થોડા શબ્દોમાંથી પ્રથમ જાહેર ભાષણ વેળાની એમની સ્થિતિનો ખ્યાલ પામીએ :

"અગડંબગડં કંઈક મેં ૨૦-૨૫ મિનિટ સંભળાવ્યું અને આ અનુભવની કેવળ ગ્લાનિ જ મારે ભાગે ન રહે એ સાવચેતી તરત જ લઈ ભાઈ શૌકતઅલી તથા ગાંધીજીની ભિક્ષા-વૃત્તિની મેં મદદ લીધી. મેં તો તિલક સ્વરાજ ફંડ માટે પૈસાની ભીખ માગવાની હિંમત કરી. × × × અર્ધા કલાકમાં રૂ. ૭૨-૨-૦ ભેગા થયા એટલે મારા જીવને ટાઢક વળી."

અસહકારના ચડતા દિવસોમાં લગભગ બે વરસ સુધી દેશના એક ખૂણાથી બીજા ખૂણા સુધી તેમને ગાંધીજી સાથે ઘૂમવાનું મળ્યું. એ દરમિયાન તેમણે બંગાળ, બિહાર, મહારાષ્ટ્ર, સંયુક્ત-પ્રાંત, પંજાબ, વાયવ્યપ્રાંત અને ગુજરાતનાં તમામ વહેણો જોયાં. ગાંધીજીની તપશ્ચર્યાએ જે આત્મશુદ્ધિની પાવકજ્વાળા પ્રગટાવી હતી અને લોકોની નાડ પારખી એને યોગ્ય કાર્યક્રમ આપી આત્મશ્રદ્ધાની જે ભરતી ચડાવી હતી તેનું ધરાઇ ધરાઇને પાન કર્યું. મહાદેવભાઈની કલમે લખાયેલાં એ પુનિત દૃશ્યોનાં વર્ણનો વાંચીએ તો આજે પણ એ પાવનકારી તાજગી અનુભવી શકીએ તેવું છે. આ બે વરસના પ્રવાસમાં લોકોની શ્રધ્ધા, શક્તિ–અશક્તિ, આપણા પ્રશ્નો અને સમસ્યાઓ, એનાં મર્મસ્થાનો અને ભય-સ્થાનો, એનાં આશાસ્થાનો અને એની વિકટતા–એ બધાંનો સાચો અને વાસ્તવિક ખ્યાલ એઓ પામ્યા.

આ ઉપરાંત તેઓ અનેક ત્યાગવીરો અને કર્મવીરોના સહ-વાસમાં આવ્યા. દેશબંધુ, મોતીલાલજી, ભારતભૂષણ માલવીયજી અને તેમની બનારસ વિદ્યાપીઠ, કવિકુલભૂષણ રવીન્દ્રનાથ અને તેમનું શાન્તિનિકેતન વગેરે મહાન પુરુષો અને પ્રસિધ્ધ સંસ્થાઓનો પરિચય થયો. ખિલાફત-પ્રશ્નને અંગે અલી–બિરાદરોના નામે પ્રસિદ્ધ થયેલા મૌ. મહમદઅલી તથા મૌ. શૌકતઅલી તથા અન્ય મુસ્લિમ નેતાઓના સમાગમમાં આવવાથી તેમનાં પ્રશ્નો, ભાવ-નાઓ, વિચારો, દૃષ્ટિબિંદુઓ વગેરે જાણવાં અને હિંદુ–મુસ્લિમ ઐક્યનું રહસ્ય વધુ પાકું થયું. " તમે 'મારા હાથમાં ખાદી મૂકો, તો હું તમારા હાથમાં સ્વરાજ મૂકી દઉં " એવા ગાંધીજીના અમર વચનના સત્ય વિષે વિશેષ પ્રતીતિ થઈ.

આશ્રમમાં આવ્યે લગભગ સાડા ત્રણ વરસ થઇ ગયાં હતાં.

આ સમયની એમની ક્ષણે ક્ષણ પુષ્કળ કામથી ભરપૂર હતી. સાચા ઘડતરનો—સાધનાનો એ કાળ હતો. તેમાંય છેલ્લાં બે વરસના ભરચક રાજદ્વારી કામના અનુભવે એમનો આત્મવિશ્વાસ અજબ રીતે વધારી મૂક્યો. ગાંધીજીના તમામ વિચારો બરાબર ઝીલી લીધા હતા. ત્રણ-ચાર વરસ પહેલાં ૨૫ વરસની ઉંમરે કેવળ ' ભક્તિનું ભાતું ' લઈને આવનાર યુવક કેવળ ચાર વરસની અંદર આટલા ગહન અને ઊંડા વિચારોને પોતાના જીવનમાં વણી લઈ-પોતાના કરી લઈ-ને પૂરા આત્મવિશ્વાસથી એ દુનિયા સામે ધરી શકતો હતો.

## પ્રથમ કારાવાસ

અસહકારના વાતાવરણ પછી મહાસભા ગાંધીજીને રંગે રંગાવા લાગી. રાષ્ટ્રની કોઇ પણ પ્રવૃત્તિ–નાની કે મોટી, રાજકીય હોય કે બિનરાજકીય–ગાંધીજી પોતાની જાતને એમાં જોડે એટલે મહાદેવભાઇ એમાં હૃદય રેડીને પોતાની તમામ શક્તિઓ રોકી લે. આજ સુધી રાજકારણથી અસ્પૃષ્ટ રહેલા પણ ગાંધીજીના વિચારને વરેલા સમર્થ ત્યાગીઓ નાગપુર અધિવેશનથી મહાસભામાં પ્રવેશવા માંડયા અને મહાદેવભાઇની કલમ દ્વારા તેમનાં જીવનનો પરિચય દેશને થવા માંડયો. ગાંધીજીના પ્રવાસનાં રસિક અને તાદૃશ વર્ણનો આપનાર મહાદેવભાઇની લેખિની હવે તો દેશભરમાં પ્રસિદ્ધ અને પ્રિય થઇ ચૂકી હતી. ભાષા ઉપરનો તેમનો કાબૂ અને ગમે તેવી બાબતોને ટૂંકમાં પણ સચોટ રીતે રજૂ કરતી તેમની કલામય શૈલીએ ઘણાનું આકર્ષણ કર્યું હતું. તેમાંયે અસહકાર–સત્યાગ્રહ વગેરે ગાંધીતત્ત્વજ્ઞાન અને વિચારની સૂક્ષ્મ સમજ અને શક્તિએ એ કલમનું મહત્ત્વ અસાધારણ રીતે વધારી મૂકયું. આ દિવસોમાં પં. મોતીલાલજીના પ્રસિધ્ધ અંગ્રેજી દૈનિક અખબાર 'ઇન્ડિપેન્ડન્ટ' માટે તેમની સેવાઓ માગવામાં આવી અને તેમને અલ્લાહાબાદ જવું પડયું.

પંજાબની ઘટનાઓ અને ત્યારપછી સરકારી તપાસનાં નાટકો પછી મોતીલાલજીની કાયદા અને બંધારણને માન આપવાની સ્વભાવસિદ્ધ વૃત્તિ હચમચી ગઇ હતી અને પછીના એક વરસમાં તો તેઓ મધ્યમમાર્ગી મટીને કટ્ટર અસહકારી થઇ ચૂકયા. અલ્લાહાબાદના મધ્યમમાર્ગી વર્તમાનપત્ર 'લીડર'થી અસંતુષ્ટ થઇને તેમણે 'ઇન્ડિપેન્ડન્ટ' નામનું એક અખબાર ૧૯૧૯ માં શરૂ કરેલું. એ આરંભમાં તો ઠીક ચાલતું, પણ કુશળ વ્યવસ્થા અને સંપાદનશક્તિને અભાવે શિથિલ પડવા માંડયું. શ્રી. મહાદેવભાઇ અને ગાંધીજીની ગેરહાજરીમાં 'યંગઇન્ડિયા'નું કામ સંભાળનાર શ્રી. જોસેફ અલ્લાહાબાદમાં રહીને 'ઇન્ડિપેન્ડન્ટ' સંભાળવા માંડયા. તેઓ ત્યાં રહી શકયા તો બહુ થોડું (કેમકે ચલાવતાં ચલાવતાં જેલમાં ગયા અને છૂટે ત્યાં તો એ પત્ર બંધ થઇ ગયેલું), પણ જેટલું રહ્યા એ દિવસો 'ઇન્ડિપેન્ડન્ટ'ના ઊજળા દિવસો હતા.

આપણે જોઇ ગયા કે અસહકારની પ્રવૃત્તિએ દેશભરમાં ભારે જબ્બર આંદોલન ઊભાં કર્યાં હતાં. બ્રિટિશ સરકારને ખરેખર ડર લાગ્યો હતો. એ વખતનું વર્ણન આપણે જવાહરલાલજીના શબ્દોમાં જ જોઇએ: 'અમારો પારો ચડતો જતો હતો તેમ સરકારનો ઊતરતો જતો હતો. શું બની રહ્યું છે તેની સરકારને ખબર પડતી નહોતી. હિંદુસ્તાનમાં તેના હમેશના અનુભવની જૂની દુનિયાની ઇમારત જાણે પડું પડું થઇ રહી હતી. જ્યાં જોઇએ ત્યાં અન્યાય-અપમાનનો મુકાબલો કરવાનો જુસ્સો નજરે પડતો હતો, આત્મવિશ્વાસ અને નિર્ભયતા નજરે પડતાં હતાં. અને ઇજ્જતના જે મોટા સ્થંભ ઉપર હિંદમાં બ્રિટિશ રાજ નભી રહ્યું છે તે સ્થંભ હચમચી ગયેલો દેખાતો હતો...સરકાર મોટા

ધુરંધરોને પકડતાં અચકાતી હતી. કદાચ ભયાનક પરિણામ આવે તો ? હિંદી સિપાહીઓ વફાદાર રહેશે કે ! પોલીસ બધા હુકમનો અમલ કરશે કે ? ૧૯૨૧ના ડિસેંબરમાં લોર્ડ રીડિંગે કહ્યું હતું તેમ, 'સરકાર ગૂંચાઇ હતી અને મૂંઝાઈ હતી.'

આમ કડડભૂસ થતી ઇજ્જતની ઇમારતને ટકાવી રાખવા માટે હિંદુસ્તાનની સરકારે સામ્રાજ્યના પાટવી કુંવરની હિંદ-મુલાકાત ગોઠવી. રાષ્ટ્રે એનો બહિષ્કાર પોકાર્યો. નવેંબરમાં બંગાળના મહાસભા-સ્વયંસેવકોને બેકાયદા જાહેર કર્યા અને સંયુક્ત-પ્રાંતમાં પણ એમ જ થયું. આખું વરસ કટોકટીનું ગયું હતું. અમલદારોને પજવનારી, અકળાવનારી અને નાહિંમત કરનારી અનેક ઘટનાઓ બનતી હતી. આ વરસ દરમિયાન છૂટીછવાઇ ધરપકડો તો ચાલુ જ હતી, એમાં આ પાટવી કુંવર-ની મુલાકાત આવી. તેના બહિષ્કારની તૈયારીઓ ચાલી. સર-કાર એ મુલાકાત સફળ કરવા માટે આકાશ-પાતાળ એક કરવા માંડી. બીજી બાજુ અમદાવાદમાં મહાસભાના અધિવેશનની તડામાર તૈયારીઓ ચાલતી હતી. પાટવી કુંવરની મુલાકાત અગાઉ જ ધરપકડ ચાલવા માંડી. સંયુક્તપ્રાંતમાં તો લગ-ભગ ઘણાખરા કાર્યકરો પકડાવા માંડ્યા હતા. આ દિવસોમાં 'ઇન્ડિપેન્ડન્ટ'માં અમુક અમુક લેખો છપાવાને કારણે જામીન ગીરી જપ્ત કરવામાં આવી. પણ એથી કંઇ 'ઇન્ડિપેન્ડટ'નું કામ થોડું જ અટકે ? મહાદેવભાઇએ 'ઇન્ડિપેડન્ટ'ની હસ્તલિખિત નકલો કાઢી. લોકો તરફથી એને અજબ આવકાર મળ્યો. લોકોએ મોં-માગ્યાં મૂલ આપીને હસ્ત-લિખિત નકલો ખરીદી. સરકારે તા. ૨૩મી ડિસેંબરના રોજ ઇ.પી. કો ની ૧૧૭ કલમ અને ક્રિ. પ્રો. કોડની ૧૭(૧) મુજબ મહાદેવભાઇ ઉપર સમન્સ બજાવ્યો. ૨૪મીએ જિલ્લા મેજિસ્ટ્રેટની અદાલતમાં કેસ ચાલ્યો.

વાતાવરણ તો સત્યાગ્રહની લડતથી ભરપૂર હતું. પાંચ–સાત દિવસ પછી રાષ્ટ્રની મહાસભા વ્યક્તિગત અને સામુદાયિક સત્યાગ્રહની હાકલ કરવાની હતી એટલે વિદેશી સરકાર વિષેનું માનસ તો સામી છાવણીના બરોબરિયા યોદ્ધા જેવું જ હોય ને ? મહાદેવભાઈએ એમની યુવાનીને શોભે એવું એક નિવેદન રજૂ કર્યું અને મેજિસ્ટ્રેટે એમને ૧ વરસની સખત મજૂરીની સજા, ૧૦૦ રૂ. દંડ, નહિ તો એક માસની વધુ એવી સજા કરી.

એ વખતના સત્યાગ્રહી મહાદેવભાઈનો ખંડખોર આત્મા સમજવા માટે અદાલત સમક્ષનું એમનું નિવેદન આપણે વાંચવું જોઈએ:

"સાફ વાત એ છે કે આપણી વચ્ચે યુદ્ધ ચાલી રહ્યું છે. હું એક યુદ્ધના કેદી તરીકે આજે તમારી સમક્ષ ઊભો છું. જો અમે, એટલે અસહકારીઓ, તમારી માફક · પશુબળના પૂજારી હોત તો હું બેધડક કહું છું કે તમે અગર તો તમારામાંના કેટલાક આ યુદ્ધમાં આજે અમારા પણ કેદી હોત, પરંતુ ઇશ્વર એવું ન કરે કે કોઇ પણ મનુષ્યને અમે યુદ્ધના કેદી તરીકે પકડીએ અને તેમ કરી અમે અમારા સરજનહારના ગુનેગાર થઇએ.

"મારી અગાઉ ગયેલા સાથીઓની માફક જ હું પણ તમને મદદ જ કરવાનો છું; તમારા ઉપર ઉપકાર કરવા ખાતર નહિ, પણ મને જેલમાં જવાનું મળે એટલા માટે. અમે તો સૌ બળવાખોર છીએ, અને ભારે અજબ વાત તો એ છે કે તમારા કોઇ પણ કાયદાને નહિ માન્ય રાખવાના મુખ્ય ગુના માટે અમારા ઉપર મુકદ્દમો નહિ ચલાવતાં આવા નાના નજીવા ગુનાઓ આગળ કરી અમને પકડવાનાં તમે ફાંફાં મારી રહ્યા છો. તમારા ક્રિમિનલ લો એમેન્ડમેન્ટ એક્ટને હું માન્ય નથી રાખતો, એટલું નહિ જ

પણ ગવર્નર જનરલ ઓફ ઇન્ડિયા ઇન કાઉન્સિલના નહિ રદ થયેલા જાલિમ કાયદાઓમાંના એકને પણ માન્ય નથી રાખતો. એટલે હું તો તમે જે ભારેમાં ભારે સજા ફરમાવવી તમારા હાથમાં હોય તેની બરદાસ કરવા અહીં સજ્જ ઊભો છું. મને ભય માત્ર એટલો જ છે કે ચાહે તેવા દોજખની ઊંડી ખાઇમાં તમે અમને નાખો તથાપિ તમારી સામેની અમારી જબરદસ્ત બંડની વૃત્તિને તમે અમારામાંથી કાઢી શકવાના નથી, યા તો તમારા સડી ગયેલા રાજતંત્ર પ્રત્યે વફાદાર રહેવાનો દંભ પણ અમારામાં લાવી શકવાના નથી.

"અને સમ્રાટની કોઇ ને કોઇ જેલના પરોણા તરીકે તમે મને સ્વીકારો તે પહેલાં ઉપકારનો એક શબ્દ મારે કહેવાનો છે. આજે હું છુટકારાની એક લાંબી હાશ સાથે જેલમાં પ્રયાણ કરીશ. સરકારનાં કૃત્યોની સચ્ચાઇપૂર્વક અને છતાં દ્વેષરહિત રહી ટીકા કરવાની કઠણ ફરજમાંથી હું છૂટીશ. એ શક્તિ તો કેવળ મારા ગુરુએ જ સાધી છે. હવે મારે રોજ ઊઠીને મારામાં રહેલી અધમ વૃત્તિઓ સાથે એ બધાં યુદ્ધ ચલાવવાનું નહિ રહે એ માટે ખરેખર હું સરકારનો આભારી છું. હું એટલા માટે પણ આભારી છું કે તમારા જેલના નિયમો જો કરવા દેશે તો અહીં કરું છું તેના કરતાં સારાં કામો કરવામાં-દાખલા તરીકે કાંતવામાં-ત્યાં હું મારો વખત ગાળીશ. અને તમારા ચાહે તેટલા નિયમો હશે છતાં મારામાં જે કંઇ ભક્તિભાવ છે તે વડે મારા સરજનહારનું ચિંતન તો હું ત્યાં કરીશ જ કરીશ. હું તમારો ઉપકાર માનું છું."

અદાલતે ફેંસલો સંભળાવ્યો અને મહાદેવભાઇને તા. ૨૪ મીની બપોરે નૈની જેલમાં લઇ જવામાં આવ્યા.

પણ તે દિવસની જેલ કયાં અને આજની સ્થિતિ કયાં! આજ વીસ-વીસ વરસની રાજદ્વારી લડત અને લોકજાગ્રતિને કારણે, જેલમાં ભલે ઉચિત સગવડો ન હોય, પણ સત્યાગ્રહી કેદીઓ પૂરતો મોટે ભાગે ત્રાસનીતિનો તો અંત જ આવ્યો છે. એ વખતે તો ત્રાસનીતિ એ ઉદ્દેશ જ હતો. સંયુક્તપ્રાંતના જેલ મેન્યુઅલમાં એ વખતે એક કલમ (૯૨૭) એવી હતી કે જેલમાં કામ મુખ્યત્વે સજાની દૃષ્ટિથી લેવું જોઈએ. કામની દૃષ્ટિએ જેલને લાભ થાય છે કે નહિ તેનો વિચાર ન કરવો, પણ મોટામાં મોટો ઉદ્દેશ એ કે તે અતિશય ત્રાસદાયક હોઈ દુષ્ટોનાં દિલમાં જેલમાં આવવાનો ભય ઉત્પન્ન કરે.' સામાન્ય ગુનેગારોના સંબંધમાં આ કલમ હોય ત્યારે જેઓ સરકારી તંત્રને જ ત્રાસરૂપ લાગતા હોય તેવા રાજદ્વારી કેદીઓ સંબંધમાં તો આ કલમનો કેવો ઉપયોગ થાય? આજે વીસ વરસે થોડાઘણા સુધારા પછી પણ જેલમાંથી ભયંકરતાનો અને હૃદયહીનતાનો અંશ પૂરેપૂરો નીકળી નથી શકયો તો પછી એ વખતની જેલને કેવળ 'ભયંકર' કહેવાથી એનો શી રીતે પૂરો ખ્યાલ આવે? મહાદેવભાઇને જેલમાં જતાં જ જે અનુભવો થયા એના થોડા થોડા ખબર તો ગમે તેમ કરીને બહાર પહોંચી ગયેલા. મળવા ગયા તો મુલાકાત ન મળે. મળવા જનારા પુસ્તકો લઈ ગયેલા તે પાછાં લાવવાં પડયાં. કાગળ ૧૫ દિવસે લખવાનો ખરો, પણ તેય અંગ્રેજીમાં, જેથી સુપ્રિ. વાંચી શકે. આવી સ્થિતિમાં સત્તરેક દિવસ પસાર કર્યા હશે ત્યાં તેમને થોડાક ભાઇઓને લખનૌ બદલવાનો હુકમ આપ્યો. રસ્તામાં જ ટ્રેનમાંથી રાત જાગીને તેમણે જેલ-જીવનનો ચિતાર આપતો એક કાગળ ગાંધીજીને લખીને ગમે તેમ કરી ટપાલમાં પહોંચાડયો. ગાંધીજી એ કાગળથી ચોંકી ઊઠયા. એ કાગળ જેલના

કાયદાનો ભગ કરીને લખાયેલો હતો સામાન્ય સજોગોમાં ગાધીજી એવા કાગળનો ઉપયોગ કરવાનુ પસદ ન કરે, પરતુ જેલમાં ચાનતી ડાયરશાહીને વખતસર ઉઘાડી પાડવાનો બીજો ઇલાજ જ નથી એમ સમજીને મહાદેવભાઇના નિર્દોષ નિયમભંગને ક્ષતવ્ય ગણીને એ આખો કાગળ ગાધીજીએ પ્રગટ કર્યો અને તેની પ્રસ્તાવનામા ઉમેર્યુ કે 'આ નિયમભગ માટે જો દુ ખ ભોગવવુ પડે તો મહાદેવને જ પડે તેમ છે ભને તેને પણ ની જેમ નેતરની સોટીની સોળો વાસામા ઊંડે એવુ જોખમ ખેડીને પણ મહાદેવે આ લખવુ જ જોઈતુ હતુ'

ગજદારી કેદીઓને ત્રાસ આપવા માટે, તેની ખુમારી હણી નાખવા માટે, કેવા કેવા અત્યાચારો અને જુલ્મો ગુજારવામાં આવે છે, 'ગાધીજી કી જય' બોલવા માટે કેવા અમાનુષી માર મારવામા આવે છે, કઇક બહાનુ ઊભુ કરીને નજીવા કારણ-સર બેભાન થાય ને ઝાડો-પેશાબ થઈ જાય ત્યાં સુધી લાકડીઓ ને ફટકા મારવામાં આવે છે એ બધાનો એમા ચિતાર છે. એ લાબો કાગળ આખેઆખો ઉતારવા જેટલો તો અહીં અવકાશ નથી, પણ મહાદેવભાઇના આરભના જેલ-જીવનનો ખ્યાલ આપવા પૂરતા થોડા અવતરણો લઇએ

" તા. ૨૪ મીની બપોરે નૈની જેલમા લાવવામા આવ્યો સુપ્રિ ની સામે તુરત ઊભો કરવામાં આવતા તેણે ગુસ્સાથી કહ્યુ, 'જુઓ, તમે અસહકારી હો કે ગમે તે હો, અહીં તો બીજા કેદીઓ જેવા કેદી છો, એટલે તમને બીજા કેદીની માફક રાખવામા આવશે . × × ×

" × × × મે તો અગાઉથી નિશ્ચય કર્યો હતો કે બેડીઓ વગેરે જે નાખવામા આવે તે બધુ આનદથી સ્વીકારવુ, કપડાં

પણ કેદીનાં પહેરી લેવાં; એટલે મને કેદીનાં કપડાં આપવામાં આવ્યાં કે તુરત મેં પહેરી લીધાં × × × પોશાકમાં એક સારી પેઠે પહોળાઇ ચીંથરિયા બનેલો ' કંબલકોટ', એક મારા કરતાં બેવડા બાંધાના કેદીએ પહેરી ફાડેલું અને કોહેલી મલિન દુર્ગંધ મારતું પહેરણ, તેટલોજ મેલો તંગિયો અને લંગોટ અને બિછાના માટે બે કામળા આપવામાં આવ્યાં હતાં. થોડીક મિનિટમાં તો મારે શરીરે ખજવાળ આવવા લાગી. બે ઠેકાણે તપાસીને જોતાં ખાસી મોટી જૂ મળી આવી. આ પહેરણમાં હતી કે કામળામાં તે કહેવું મુશ્કેલ હતું, પણ ટાઢ સારી પેઠે વાતી હોવાને લીધે મારે જૂ અને દુર્ગંધ એ બેમાંથી એકની પસંદગી કર્યે જ છૂટકો હતો. દુર્ગંધને ફેંકી, એટલે કોટનું ઓશીકું કર્યું, કુડતું અને તંગિયો દૂર મેલ્યાં અને કેવળ તંગિયાભેર કામળો ઓઢીને રાત વિતાડવાનો નિશ્ચય કર્યો. મેં માન્યું હતું કે હું થાકેલો-પાકેલો જેવામાં જઇને તો ઘસઘસાટ ઊંઘીશ, પણ કામળામાંથી જૂઓએ ચટકા ભરવાનું ચાલુ રાખ્યું હતું. × × × × × સાંજના ૭ વાગ્યાથી સવારના ૭ વાગ્યા સુધી દર પા પા કલાકે આકાશ ફાડે એવી ત્રાડ પાડીને અમો કેદીઓની ગણતરી કરવામાં આવતી હતી તેથી નિદ્રા તો શેની આવે ! પણ ' ભૂખે ભરડો ભાવે ને ઊંઘ ઉકરડે આવે ' એ યાદ કરીને આજે નહિ તો કાલે ઊંઘ આવશે એની મને ખાતરી હતી.

"સાંજે તો મેં કંઇ ન ખાધું, કારણકે ભૂખ નહોતી. ખાવાપીવાને માટે લોખંડનો એક મોટો વાટકો આપવામાં આવ્યો હતો. તેને સારી પેઠે અજવાળ્યા છતાં સવારે તો કાટથી લાલચોળ પાણીએ ભરેલો હતો. પાણી પીવાને માટે અને હાજતો

માટે દિવસના ત્રણ વાર અમને બહાર કાઢવામાં આવતા. પાણીને માટે એક છોની ચણેલી કૂંડી હતી, જેમાંથી અમારે સૌને વાટકા બોળીને પાણી લઇ લેવાનું હતું. × × × નાહવાને માટે એ જ કૂંડીમાંથી નીકળતી છોની ચણેલી એક લાંબી નાળ, તેમાં સૌને ભેગા બેસીને નાહવાનું. ખાવાનું સવારે 'દળિયા' (ઘઉં વાટીને તેની બનાવેલી રાબ), બપોરે ઘઉં–ચણાના લોટની રોટલી ને દાળ, સાંજે તેવી જ રોટલી ને શાક. આ ખોરાકને વિષે હું મારા ભાવ–અભાવની દૃષ્ટિએ તો શું કહું ! બીજા કેદીઓ બરાબર ખાતા હતા એટલે તે unfit for human consumption (માણસજાતને ખાવા સારુ અયોગ્ય ખોરાક)ની આપની વ્યાખ્યામાં ન આવી શકે.

"× × × બે દિવસ ખુલ્લે શરીરે બેસી રહીને પહેરણ વગેરેને માટી નાખીને મેં ધોયાં હતાં એટલે દુર્ગંધ મટી હતી......

" × × × એ અરસામાં મને પોલિટિકલ કેદી ગણવાનો સરકારનો હુકમ આવ્યો છે એવી ખબર આપવામાં આવી. જ્યારે મારા ભાઇઓ સખત મજૂરી કરતા હતા ત્યારે મારે સખત મજૂરીનો લહાવો–સખત પજવણીમાંથી દિનપ્રતિદિન વધારે પવિત્ર અને તેજસ્વી બનવાનો લહાવો–મારી પાસેથી છીનવી લેવામાં આવ્યો ! મને મારાં કપડાં–જે હું પહેરીને આવ્યો હતો, અને દેવદાસ અને દુર્ગા મને મળવા આવ્યાં તે દિવસે દુર્ગા મારાં જેલના કપડાં જોઇને ભડકી ન જાય તે ખાતર જે કપડાંમાં મને એકવાર શણગારવામાં આવ્યો હતો તે કપડાં–મને પાછાં આપવામાં આવ્યાં. પણ ગાંધીટોપી કેમ અપાય ? સુપ્રિ.ને પૂછ્યું, 'ગાંધીટોપી એટલે શું ?' તે સમજાવી તો ન શકયો, પણ કહ્યું કે, 'તું પહેરે છે તેવી.

તેવી ટોપી તને નહિ પહેરવા દેવામાં આવે. તેનો આકાર બદલ, નહિ તો મિ. શેરવાનીના જેવી ફેઝતું પહેર.' હું હસ્યો. મેં કહ્યું, 'ન તો આકાર બદલું કે ન ફેઝ પહેરું.' 'તો ઉઘાડે માથે ફરવું પડશે.' મેં કહ્યું, 'તૈયાર છું.' મારા મનમાં થયું કે આગ્રહપૂર્વક બધાં કપડાં પહેરવાની ના પાડું, પણ ત્યાં પણ હુકમ માનવાની આજ્ઞાને હું તાબે થયો.

"× × × નવા કેદીને દસ દિવસ કામકાજ વિના પૂરી રાખવાનો શિરસ્તો, એટલે પેલા પ્રાંતિક સમિતિવાળા ભાઈઓ અને હું દિવસના કામ વિના પડયા પડયા એકાદી ચોપડી અમને આપવામાં આવેલી તે વાંચતા, દર સવારે જેલર અને સુપ્રિ. નાં કડવાં વેણ સુણતા. × × × બીજે દિવસે મે. સુપ્રિ ને કહ્યું: 'અમને રેંટિયા આપો' અથવા ઘેરથી મંગાવવા દો' એટલે તેણે જવાબ આપ્યો, 'રેંટિયા તો સ્ત્રીઓને આપવામાં આવે છે. તમારા ઉપર અમને ૧૦ રૂપિયા જેટલો ખર્ચ કરવો પડે છે. તમારી મહેનતમાંથી દસ રૂપિયા અમારે ઉત્પન્ન કરવા જ જોઈએ, તે તો ઘંટી દળવા જેવા કામમાંથી જ ઉત્પન્ન થાય. મેં કહ્યું, 'તમારામાં અક્કલ હોય તો અમારા કામમાંથી ૫૦૦ રૂપિયા પણ ઉત્પન્ન કરી શકો' એટલે ચિડાઈને કહે, 'શું તમારી પાસે આર્ટિકલ ( લેખો ) લખાવું ?'

"× × × પેલાઓની મુદત પૂરી થઈ એટલે તેમને ગળે લોખંડની હાંસડી, ગુનાની કલમવાળું લાકડાનું માદળિયું પહેરાવવામાં આવ્યું. પગમાં લોખંડનું કલ્લું તો પહેલેથી જ હતું...

"× × × એક ૧૭-૧૮ વરસની ઉંમરનો કૈલાસનાથ નામનો કાનપુરના સુપ્રસિદ્ધ વકીલનો બાળક છે તે રાજદ્વારી કેદી છે.

ધર્મનિષ્ઠ હોઇ 'સ્નાનસંધ્યા' ચંદનાદિનું લેપન કપાળે કર્યા પછી જ ખાનારો છે. એની ચંદનાદિની સામગ્રી તો જેલરે આવવા દીધી હતી, છતાં એક દિવસ ચંદન કરેલું' જોયું' એટલે હુકમ કર્યો: 'કપાળ ઉપર આ શું કર્યું છે? ભૂંસી નાખ.' પેલાએ ભૂંસી તો નાખ્યું, પણ ખાધું પણ નહિ, એટલે પાછી જેલરની સવારી આવી. પેલાને ખાવાની ધમકી આપવામાં આવી પણ તેણે ન માન્યું એટલે તેને લાકડીના દંડાથી સખત માર મારવામાં આવ્યો, બૂટથી લાતો" મારવામાં આવી....અને ગાળોનો વરસાદ વરસાવવામા આવ્યો.

"××× ૧૫ મિત્રોમાંના એકને પકડવામાં આવ્યા. તેમના ઉપર દરોગો વરુની માફક તૂટી પડયો. તેને બીભત્સ ગાળો, 'લે, ગાંધીજીની જે પોકારતો જા!' એ અવાજ સાથે લાઠી અને દંડાનો માર પડયો. દોઢ ઇંચના વ્યાસની દસ લાઠી પડી એટલે પેલા ભાઈનું વજ્ર જેવું શરીર પણ તૂટી પડયું. તેના ઉપર જમીન ઉપર પડીને પણ મુક્કી વગેરેનો માર મારવામાં આવ્યો...

"× × × બીજા કેદીઓ ચિડાયેલા એટલે ગાંધીજીની જય પોકારતા રહ્યા' એટલે તેમાંના અનેક (લગભગ પચાસ-સાઠ) જણને બેસુમાર માર મારવામાં આવ્યો. જાણે આટલી સજા સંપૂર્ણ ન હોય તેમ બીજે દિવસે સવારે સૌ કેદીઓને બહાર કાઢવામાં આવ્યા અને..... જે બે કેદીઓ ઉપર શક હતો તેમના હાથ લાકડે બાંધી તેમના ઉપર નેતરના ફટકા પડ્યા. આ નેતરના ફટકા તો એટલા ત્રાસદાયક રીતે મારવામાં આવતા હતા કે ચીસો લગભગ બે-ત્રણ ફર્લાંગ દૂર મારી કોટડીમાં સંભળાતી હતી થોડે ફટકે માણસ બેહોશ થયો એટલે તેને થોડો આરામ

આપી શુદ્ધિ આવતાં ફરી ફટકા પડયા. આમ બે જણને ૨૩ ફટકા પડ્યા. નોંધવા જેવી વાત એ છે કે ફટકા પડતા હતા ત્યારે દરેક ફટકે તેઓ 'મહાત્મા ગાંધીજીની જય' પોકારતા હતા. જેમને મારવામાં આવ્યા તેમણે સૌએ સુપ્રિ., જેલર અને બીજા સૌના દેખતાં છતાં 'જે' પોકારવાનું ચાલુ રાખેલું. આખરે પેલા મારતાં ધરાયા ત્યારે જ બંધ રહેલા. આ પછી બીજા ત્રણ-ચારને નેતરથી નહિ પણ લાકડી-મુક્કાથી મારવામાં આવ્યા. એક જણને તો એટલો માર પડયો કે તેનાથી ઝાડા-પેશાબ પણ થઇ ગયા હતા ! !"

આવા વાતાવરણમાં મહાદેવભાઈ ૧૯૨૧ના ડિસેંબરમાં ૨૯ વરસની વયે સરકારના કેદી બની બેઠા હતા. તેમને તો કશો ડર નહોતો. દુઃખ માત્ર એટલું હતું કે બીજા કેદીબંધુની જેમ એમની આકરી તાવણીના લાચાર સાક્ષી થવાથી એઓ વલોવાઈ જતા, પણ જે ફિલસૂફીનું તેઓ ચાર-ચાર વરસથી પાન કરી રહ્યા હતા તેની અસરને કારણે તેઓ પ્રતિપક્ષી ઉપર જરાય ચિડાતા નહિ. ઉપર વર્ણવ્યા ભયંકર મારના પ્રસંગ પછી જેલર જ્યારે મળવા આવ્યો ત્યારે મહાદેવભાઈ કહે: '......આજે મારે માટે ઉપવાસ અને પ્રાર્થનાનો દિવસ છે......હું મારા બંધુઓ માટે પ્રાર્થના કરીશ, કેમકે આરંભમાં તેમની ભૂલ (જેલના સામાન્ય નિયમ-પાલન અંગેની) થયેલી છે, પણ વધુ પ્રાર્થના તો તેને માટે કરીશ, જેમણે તેમને દ્વેષપૂર્વક માર્યા છે.'

એ દિવસોમાં લોર્ડ રીડિંગ બોલેલા કે, 'સ્વરાજ માત્ર બે માર્ગે મળી શકે-કાં તો તલવારથી અથવા બક્ષિસથી.'ના. વિઠ્ઠલભાઈ પટેલે મહાસભાના અધિવેશન વખતે એને જવાબ આપેલો કે, 'ત્રીજો પણ માર્ગ છે અને તે સરકારી કારાવાસના ત્રાસ-

જુલમ બરદાસ્ત કરીને પ્રાણાર્પણ કરીને પણ સ્વરાજ મેળવવાનો.' મહાદેવભાઇ અને હિંદુસ્તાનના જુવાનો આ ત્રીજા માર્ગના પ્રવાસીઓ હતા.

પણ અહીં લાંબા દિવસો રહે એ પહેલાં. તેમને બીજા કેટલાક સાથીઓની સાથે લખનૌ જેલમાં લઇ જવામાં આવ્યા. ત્યાં પણ સ્થિતિ આથી કંઇ બહુ ચડિયાતી નહોતી. પરંતુ એ તો તપશ્ચર્યાનો–સાધનાનો કાળ હતો. સંકટ–સહનને તો આનંદનો વિષય માન્યો હતો.

લખનૌ જેલમાં જવાહરલાલજી, પુરુષોત્તમદાસ ટંડન, જોસેફ, શ્રી. દેવદાસ ગાંધી વગેરે તેમના સાથીઓ હતા. જવાહરલાલજી સાથે તેઓ પરિચયમાં સારી પેઠે આવી ચૂકેલા, પણ અહીં તેમનો સંસર્ગ વધુ ગાઢ થયો.

જેલનું કામ અને સગવડ મળે તેવું વાચન તો હોય જ, પણ આ જેલવાસ દરમિયાન તેમણે ઉર્દૂ ભાષાનો ખાસ અભ્યાસ કર્યો. ઇસ્લામના પવિત્ર ગ્રંથ કુરાને–શરીફનું વાચન કરવાનો તેમણે લગભગ નિયમ કરી મૂકેલો.

આમ કામ, અભ્યાસ, ધર્મચિંતન વગેરેમાં દિવસો ગાળીને સજાની મુદત પૂરી થતાં ૧૯૨૩ના જાન્યુઆરીની ૨૧મી તારીખે તેઓએ કારાવાસનો પ્રથમ અનુભવ પૂરો કરીને બહારની દુનિયામાં પગ મૂકયો.

# ગાંધીજીની ગેરહાજરીમાં

તેઓ બહાર આવ્યા ત્યારે દેશની સ્થિતિ દુર્ભાગી હતી. એમના જેલગમન વખતે લોકશક્તિ ફાટ ફાટ દેખાતી હતી, સરકાર ગભરાઈ હતી, પરંતુ ચૌરીચૌરા જેવા પ્રસંગનાં બાહ્યચિહ્નો ઉપરથી ગાંધીજીનું અંતર અંદરની પરિસ્થિતિ પામી ગયું એટલે એમણે એકાએક સત્યાગ્રહની લડત થંભાવી દીધી. લોકોનો ઉત્સાહ ઓસરતો જોઈને સરકારે બરાબર વેર લેવા માંડ્યું હતું- ગાંધીજીને છ વરસની લાંબી સજા કરીને સળિયા પાછળ પૂરી દીધા હતા. નેતાઓ પહેલાં નિરાશ થયા, પછી મૂંઝાયા, એટલે લડતની નીતિનો દોષ કાઢવા માંડ્યા. ધારાસભામાં પ્રવેશ કરીને સ્વરાજની લડત ચલાવવાના વિચારો વાતાવરણમાં રમતા થયા જોકે રાજાજી, સરદાર, ગજેન્દ્રબાબુ જેવા મહાન નેતાઓ તો અસહકાર અને સત્યાગ્રહ એ જ તરણોપાય છે એ વાત લોકોને વીસરવા દેતા નહિ. આથી મહાસભાના ઠરાવોમાં તેનો વિરોધ તો કોઈ ન કરી શક્યું, ઊલટું એનું સમર્થન કરતા જ ઠરાવો વરસ દરમિયાન નાનીમોટી સભાઓમાં થયા. છતાંય વાતાવરણ કથળતું જતું હતું અને સત્યાગ્રહની સફળતા માટે આવશ્યક

એવું રચનાકાર્ય બુદ્ધિમાં નહિ બેસવાથી લાલાજી, મોતીલાલજી, દેશબંધુ દાસ, વિઠ્ઠલભાઇ પટેલ જેવા મહાન નેતાઓ ધારાસભા-પ્રવેશ તરફ ઢળતા જતા હતા.

આવી સ્થિતિમાં મહાદેવભાઇ બહાર આવ્યા. જેલમાં જે કંઇ છાપાં મળતાં તે પરથી સામાન્ય સ્થિતિનો ખ્યાલ તો તેમને હતો જ. 'ઇન્ડિપેન્ડન્ટ' તો તેમના જેલનિવાસ દરમિયાન જ બંધ થઇ ગયું હતું એટલે તેમને પોતાના આશ્રમમાં પહોંચી જવાનું હતું. મોતીલાલજીને મહાદેવભાઇના માનસનો ખ્યાલ તો હતો જ, ધારાસભા-પ્રવેશના વિચારો સંબંધમાં મહાદેવભાઇ વિરોધી વલણ લેશે એવો સંદેહ પણ તેમને ગયો હતો, એટલે અગાઉથી જ જેલમાં સંદેશો પાઠવેલો કે છૂટીને સીધું ભાગવાનું નથી, મને મળતાં જવાનું છે. મહાદેવભાઇ છૂટીને સીધા એમની પાસે પહોંચ્યા. એમનું દૃષ્ટિબિંદુ સાંભળ્યું. ધારાશાસ્ત્રના એ મહાન પંડિતે અનેક દૃષ્ટિથી—અનેક દલીલોથી પોતાના વલણનું સમર્થન કરી સમજાવ્યું. મહાદેવભાઇએ બધું સાંભળ્યું અને આખી વિચારસરણીના પાયામાં દોષ છે એમ નમ્રતાથી પણ ખૂબ જ સ્પષ્ટતાથી રજૂ કર્યું. છૂટ્યા પછી સત્યાગ્રહયુદ્ધ ફરીથી કેમ શરૂ થઇ શકે, લોકોને અહિંસાની તાલીમ આપીને કેમ તૈયાર કરી શકાય એ એક જ રટણ એમના મનમાં ચાલતું હતું. અમદાવાદ જતાં પહેલાં તેમને કલકત્તા દેશબંધુનાં બહેન શ્રી. ઊર્મિલાદેવીને મળવાનું તથા શાંતિનિકેતન થતાં જવાનું હતું. અલ્લાહાબાદથી કલકત્તા જતાં રસ્તામાં તેમણે છૂટયા પછીના ૨૪ કલાકના નિરાશાજનક વાતાવરણની પોતાના મન ઉપર જે જે અસર થઇ એ કાગળ પર ઉતારી ને અસહકાર તથા સત્યાગ્રહના અવિચલ સિદ્ધાંતોને આશ્રયે થાકયા વગર લડયે જવાનું

એક માત્ર આપણું કર્તવ્ય છે એવી અસંદિગ્ધ શ્રદ્ધા વ્યક્ત કરી. પટણા સ્ટેશને રાજેન્દ્રબાબુ મળ્યા. એમની સાથે વાતો કરી ને ટ્રેનમાં લખેલો, ચેલો કાગળ બતાવ્યો. રાજેન્દ્રબાબુને એ કાગળ એટલો બધો ગમ્યો કે 'નવજીવન'માં છાપવા માટે એ તારથી મોકલી આપ્યો.

કલકત્તામાં ઊર્મિલાદેવીને મળ્યા. એમનું ખાદીકામ જોયું. આચાર્ય પી. સી. રેયને મળ્યા. અસહકાર અને રચનાત્મક કામ વિષેની એમની જીવંત શ્રદ્ધા જોઇને મુગ્ધ થયા. શાન્તિનિકેતનમાં દીનબંધુ એન્ડ્રૂઝની સાથે કલાકો સુધી બેસીને કારાવાસ દરમિયાનના બાર માસનો ઝીણો ઝીણો ઇતિહાસ સાંભળી લીધો. સત્યાગ્રહના સિદ્ધાંતો વિષે ત્યાં પણ અવિચળ શ્રદ્ધાનાં દર્શન થયાં. કવિવરના પિતા બડોદાદાને પ્રણામ કર્યા ને ગાંધીજીના વિચારો તથા અહિંસક પદ્ધતિ વિષે ત્યાંથી પણ પ્રશંસા કઢાવી. જ્યાં ત્યાં અસહકાર અને ધારાસભાના ચર્ચાસ્પદ સવાલની વાત કરતા જાય ને સમાજના આધાર જેવા પુણ્યશ્લોક પુરુષો પાસેથી ગાંધીજીના વિચારોનું સમર્થન પ્રગટ કરાવતા જાય. બધેથી આશા અને શ્રદ્ધાની વીજળી હૃદયમાં ભરીને એ અમદાવાદ આવ્યા ને પોતાના કામમાં પરોવાઇ ગયા

ગુજરાત અસહકારનો કિલ્લો હતું. રચનાત્મક કામ દ્વારા આવશ્યક ભૂમિકા તૈયાર કરીને સત્યાગ્રહ કરવાની વાત તો વાતાવરણમાં જોર પકડતી જતી હતી ,અમદાવાદ આવ્યે માંડ થોડા દિવસ થયા હશે ત્યાં કાકાસાહેબ અને શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકને સરકારે ઝડપી લીધા. 'નવજીવન' ચલાવવાનો આખો ભાર શ્રી. મહાદેવભાઈ ઉપર આવી પડ્યો.

ઉપર કહ્યું તેવા નિરાશાના–નિષ્ક્રિયતાના–દ્વિધાના રાજ-

કારણના તીવ્ર મતભેદ તથા ખેંચાખેંચીના દિવસોમાં આ કામ કરવાનું હતું. 'ત્રિવિધ બહિષ્કાર મરી ગયો છે, અહિંસા ઉપર વધુ પડતો ભાર મૂકીને આપણને પાંગળા' એવાં વચનો લાલાજી જેવા નેતાના મુખમાંથી નીકળે, 'ખાદીથી ૪૦ વરસે પણ સ્વરાજ નહિ મળે' એવા ઉદ્ગારો દેશબંધુ કાઢે—આ બધાની લોકસમુદાય ઉપર કેવી માઠી અસર થાય? આની સામે 'નવજીવને' સંગ્રામ ચલાવવાનો હતો. પ્રશ્નની સામે પ્રશ્ન, દલીલની સામે દલીલ અને હકીકતની સામે હકીકત મૂકીને મહાદેવભાઈ બરાબર સમજાવતા. તેઓ પૂછતા, 'ખાદીથી ૪૦ વરસે પણ સ્વરાજ મળવાનું નથી, તો શું ધારાસભાના કાર્યક્રમથી મળવાનું છે?' મહારાષ્ટ્રના આગેવાન શ્રી. અણે અને કેળકર જેવાઓ સૂચવતા કે, 'ત્રણ વરસ સુધી આપણે અસહકારનો કાર્યક્રમ ચલાવી જોયો, હવે ત્રણ વરસ ધારાસભાનો કાર્યક્રમ અજમાવીએ' દેશના પ્રશ્નના ઉકેલ માટેના આ ઉપાયને મહાદેવભાઈએ વાનર-ચિકિત્સા તરીકે ઓળખાવીને આમ વખોડી કાઢ્યો: 'એક વાંદરાને એક ઠેકાણે વાગ્યું, એની બીજાએ દવા કરી ને પાટો બાંધ્યો. દવા પૂરી અસર કરે તે પહેલા ત્રીજાએ આવીને ઘા ખણ્યો ને બીજી દવા કરી. એની કંઇ અસર થાય તે દરમિયાન ચોથાએ આવીને ફરી ઘા ખણ્યો ને એને સૂઝયું તેવી દવા લગાડી. આમ એકે દવાની કંઈ અસર થવા દીધી નહિ અને થોડા દિવસ જ ઘા એક ઇંચ જેટલો હતો તે મટીને વેંત જેવડો થઈ ગયો.' આવી વાનર-ચિકિત્સા આપણે કરવી છે? થાકેલી, હારેલી, ગૂંચવાયેલી અને ખોટે માર્ગે ચડેલી મનોદશાનું પૃથક્કરણ કરી કરીને તેઓ ગાંધીજીના સિદ્ધાંતો અને કાર્યક્રમની સંગીનતા ઠસાવતાઃ 'આપણને કહેવામાં આવે છે કે અસહકાર નિષ્ફળ ગયો છે, બહિષ્કાર મરી ગયો છે વગેરે. હું કહું છું કે

આપણે પુરુષાર્થ જ ક્યાં કર્યો છે? અનિવાર્ય એવા રચનાત્મક કાર્યક્રમનું શ્રદ્ધાપૂર્વક પૂરું પાલન ક્યાં કર્યું છે? આપણે પહેલાં કમર કસીને એ કરવા લાગી જઈએ, અસહકાર સફળ થવાની આવશ્યક શરતોનું પૂરેપૂરું પાલન કરી બતાવીએ, અને પછી ફરિયાદ કરીએ કે જરૂર પડે તો માર્ગ બદલીએ. એક માર્ગ હૃદયપૂર્વક પૂરેપૂરો અજમાવી જોયા વિના અધકચરા ઉપાયો કરી બદલાવ્યા કરીએ તો સ્વરાજના પ્રશ્નનો સાચો ઉકેલ નહિ મળતાં વાનર-ચિકિત્સા થવાની.' અસહકાર, ત્રિવિધ બહિષ્કાર, સત્યાગ્રહ અને એ બધાને માટે જરૂરી એવા રચનાત્મક કાર્યનું વાતાવરણ પેદા કરવા માટે તો મહાદેવભાઈ 'નવજીવન'ની કટારો ભરે, પરંતુ ધારાસભા-પ્રવેશ એ કેવી મોહજાળ છે, એમાં ફસાવાથી આપણને કેટલું નુકસાન થશે, એ બધું સમજાવવા માટે મહાન નેતાઓનાં ભાષણો, વિચારો, પ્રવૃત્તિઓ વગેરેની છણાવટ કરીને એનું ખંડન કરીને એમની સામે વિનયપૂર્વક પણ અત્યંત જોરદાર અને તિક્ષ્ણ કલમ ચલાવતા. પંડિત મોતીલાલજી અને વિઠ્ઠલભાઈ પટેલ, દેશબંધુ દાસ અને લાલાજી, માલવીયજી, અણે સાહેબ અને કેળકર જેવા સમર્થ ધારાશાસ્ત્રીઓ અને દેશનાયકો પાસે મહાદેવભાઈ તો એ વખતે એક સ્વયંસેવક ગણાય. એમની સામે યુદ્ધ ચલાવવું એ કંઈ સહેલું કામ નહોતું. પરંતુ મહાદેવભાઈ એ બધાના વિચારો સામે જેહાદ ચલાવતા. લેખોની પરંપરા ચલાવી માત્ર દલીલોથી નહિ પરંતુ હિંદુસ્તાનમાં બનતા રોજરોજના પ્રસંગો-અનેકાનેક પ્રસંગો-ટાંકી ટાંકીને બતાવે કે હિંદુસ્તાનની અદાલતો એ ન્યાયમંદિર નથી પણ સરકારનાં હથિયાર છે. ધારાસભામાં સભ્યોને જે ઉડાઉ જવાબો મળે, સરકાર ગણકારે નહિ, કેદી થાય, અપમાન થાય અને મતગણતરીના વિજયમાં આનંદની લાગણી અનુભવતાં

પહેલાં જ 'ધીટા' આવીને ધોધ નાખે–આવા રોજિંદા બનાવો રજૂ કરી કરીને એ પક્ષના વલણની નિરાધારતા ને નિષ્ફળતા પુરવાર કરતા. સામ્રાજ્ય-પરિષદમાં સર તેજબહાદુર જઈ આવ્યા ને જાણે કંઈક લઈ આવ્યા હોય એવી ભ્રામક મનોદશાનો તેમણે સંગીન દલીલોથી ચૂરા કર્યા અને તેમના જેવા સત્તા વિનાના હિંદી પ્રતિનિધિઓને સામ્રાજ્યના તમાશાનાં પૂતળાં તરીકે વર્ણવી તેમનાં પગલાંની નિષ્ફળતા ઉઘાડી પાડી. એ વખતના એમના લેખોમાં કાયદાનું જ્ઞાન, દેશની પરિસ્થિતિ, લોકમાનસનો પરિચય, સત્યાગ્રહના સિદ્ધાંતો ને રચનાત્મક કામની શક્તિ–આ બધાં વિષેની આબેહૂબ પકડ પ્રગટ થાય છે.

સ્વરાજપ્રાપ્તિના પ્રશ્ન ઉપરથી એમની નજર એક ક્ષણ પણ ખસતી નહિ. જેલમાં બેઠેલા ગાંધીજીનું અહર્નિશ સ્મરણ એમનું માર્ગદર્શક હતું. એમનું માનસ એક યોદ્ધાનું હતું. આશ્રમના એક નિકટનાં સ્વજન જેવાં દંપતી એકવાર મહાદેવભાઈને વીનવે કે, 'આવા લેખો લખો છો એનો અર્થ તો જેલ વહોરવી એ જ ને? એના કરતાં બહાર રહી શકશો તો રચનાત્મક કામના ઉપયોગમાં આવશો.' મહાદેવભાઈ કહે, 'કોઈ આ કામ સંભાળતું હોય તો હું તો વણાટશાળામા બેસી જાઉં. પણ આ છોડી કેમ દેવાય? હું કંઈ જેલમાં જવાને માટે આવું નથી લખતો, પણ જેલમાં ન જવું પડે એવી દૃષ્ટિ રાખીને કંઈ થોડું જ લખાય છે? હું તમને એટલી ખાતરી આપું કે જેલમાં જવાની ઇચ્છાને ખાતર જ કશું નહિ લખું.' રચનાત્મક કામ કરવાવાળાઓ લડતની વાત છોડી દઈને રચનાકાર્યમાં ડૂબી જવાનું કહેતા તો મહાદેવભાઈ ચેતવતા કે રચનાત્મક કામ તો લોકોને અહિંસાની તાલીમ આપવા માટે ને સત્યાગ્રહ-જંગની સાચી તૈયારી માટે છે. એ આખરી ધ્યેયને

કેમ વીસરી શકાય? આ કાળમાં નાભાની લડત, બોરસદ તાલુકા ઉપર સરકારે ૨।। - લાખનો હડિયાવેરો નાખ્યો તેને અંગેની લડત તથા નાગપુરની પ્રસિદ્ધ ધ્વજસત્યાગ્રહની લડતો ચાલી. એ બધા પ્રસંગોમાં મહાદેવભાઇએ જે ભાગ લીધો, જે લેખધારા ચલાવી, પ્રતિપક્ષીના નિરાધાર કેસના ચૂરેચૂરા કરતાં અનેક અફવાઓ, ગેરસમજૂતીઓ, કાવાદાવાઓ વગેરેને ઉડાવીને લડતના વહેણો નિર્મળ રાખવામાં અને લડતને સાચી રીતે તાકાત આપવામાં પોતાનું અંતર જે રીતે રેડી દીધું તે બધામાં એમનું અદમ્ય યોદ્ધાનું માનસ પ્રતિબિંબિત થતું હતું.

એ વરસ દરમિયાન તેમણે લૉર્ડ રીડિંગના રાજવહીવટ ઉપર ભારે સખત પ્રહારો કર્યા. ગાંધીજી વિષે ખાનગીમાં કંઇક ઘસાતુ બોલનાર મુંબઇના ગવર્નરની સખત ખબર લીધી. સત્યાગ્રહીની વીરતા, નીડરતા અને આઝાદીની ઝંખનાથી નીતરતા એમના એ વખતના કેટલાય સળગતા લેખો ચિરસ્મરણીય બન્યા છે.

ગાંધીજીની તબિયતના માઠા સમાચાર અવારનવાર પ્રગટ થતા રહેતા. ૧૯૨૪ ના આરંભમાં તો તબિયત ગંભીર રીતે લથડી. એપેન્ડિસાઇટીસનું ઓપરેશન કરાવ્યું. એ બીમારીના કાળ દરમિયાન એમને છોડી મૂકવાની વાત વાતાવરણમાં ચાલી. 'હવે લડતનું વાતાવરણ નથી, પરિસ્થિતિ સામાન્ય અને શાંત છે, ગાંધીજી કશું કરી શકે એવી શારીરિક સ્થિતિ નથી, બીમારીને કારણે પણ એમને છોડી મૂકવાં જોઇએ' એવી એવી દલીલોનો આશ્રય નેતાઓ પણ લેતા. ગાંધીજી જીવલેણ માંદગીની પથારીએ હતા છતાંય, તેમની મુક્તિ અંગેની આવી લાચારીભરી માગણીથી મહાદેવભાઇ અકળાતા. પ્રજામાં દીનતા સંચારનારી આવી માગણી પ્રત્યે તેમનું સ્વાભિમાન જોર કરી ઊઠતું.

એ દીનતા ખંખેરી નાખવાની હાકલ કરતાં તેમણે લખ્યું: 'ગાંધીજી નિર્દોષ છે એમ સ્વીકાર્યા વિના સરકાર જો એમને છોડશે તો તે દયા ખાતર છોડ્યા ગણાશે. એ દયાને પાત્ર થવું પણ પ્રજાને માટે શરમભરેલું છે. અને એવી દયાની આશા રાખવી એ તેથીયે વધુ ભૂંડું છે. × × × દયા આપણને જોઇતી નથી. એટલું સ્વાભિમાન હજુ આપણામાં રહેલું છે. પૂરતો પુરુષાર્થ હજી આપણે બતાવી શકયા નથી, નહિ તો સરકારની મગદૂર નથી કે એક દિવસ પણ ગાંધીજીને તેઓ કેદમાં રાખી શકે.' તેઓ કહેતા કે આપણું ધ્યેય તો સ્વરાજપ્રાપ્તિનું છે. તેમાં ગાંધીજીને છોડાવવાની આટલી બધી ચિંતા શી? બીમારીને કારણે ગાંધીજીને છોડે એવા ઉપકારની વાત શા માટે? ગુનેગાર ગાંધીજી નથી, સરકાર છે. બીમારીને કારણે નહિ, પરંતુ એને લાગતું હોય કે ગાંધીજીને પૂરી રાખવામાં તેઓ દેશ પ્રત્યે ગુનો કરી રહ્યા છે, તે અપરાધ ધોઈ કાઢવાની વૃત્તિ હોય તેમ જ શાંતિની સ્થાપના અર્થે સરકારી દમન નહિ પણ ગાંધીજીની મુક્તિ જ કાર્યસાધક નીવડવાની છે એ સત્ય સ્વીકારવાની તૈયારી હોય તો જ સરકાર ગાંધીજીને છોડે. 'ગરજ હોય તો છોડો'વાળો લેખ તથા આવા અન્ય લેખોએ આખા વાતાવરણને સ્વમાનની ઊંચી ભૂમિકા પર રાખવામાં કેટલો ફાળો આપ્યો હશે!

બાર–બાર માસ સુધી તંગ પરિસ્થિતિમાં ગુજરાતની અનેક પ્રવૃત્તિઓમાં ભાગ લેતાં એકલે હાથે 'નવજીવન' ચલાવ્યું. ત્યાં તો ૧૯૨૪ના ફેબ્રુઆરી માસમાં ગાંધીજી બે વરસનો કારાવાસ ભોગવીને છૂટયા. મહાદેવભાઇ પાસે જાણે સ્વતંત્ર પ્રવૃત્તિ જ નથી એમ, બાપુના બહાર નીકળતાંવેંત જ, હમેશની જેમ તેઓ પાછા તેમનામાં સમાઇ ગયા.

૭

## ૧૯૨૪થી '૪૨—વિહંગાવલોકન

ગાંધીજીની ગેરહાજરીમાં મહાદેવભાઈએ એક વરસ જે કામ કરી બતાવ્યું એથી દેશને એમનાં શુદ્ધ સિદ્ધ અને નક્કર વિચારો તથા કાર્યશક્તિનો પરિચય થઈ ગયો હતો. પ્રશ્નોને સમજવાની, પરિસ્થિતિ માપવાની અને જરાય સંશય વિના ઉકેલનો માર્ગ સ્પષ્ટ જોઈ લેવાની તેમની સત્યાગ્રહી દૃષ્ટિ સારી પેઠે વિશદ થઈ ચૂકી હતી. લોકોને કોઈ પણ બાબતમાં દોરી શકે તેવી તાકાત અને આત્મવિશ્વાસ પણ હતાં. ત્યાગ, ખુમારી, સ્વાભિમાન, નિર્ભયતા અને અખંડ પુરુષાર્થ તો હતાં જ. રાજકીય જ્ઞાન અને દૃષ્ટિમાં પણ તેઓ જરાય પાછળ રહે તેવા નહોતા એ એમના ઉક્ત વરસની પ્રવૃત્તિથી પુરવાર થઈ ચૂક્યું હતું. તેમના આ બધા ગુણોએ અનેકને આકર્ષ્યા હતા અને તેમની લોકપ્રિયતા ઘણી જ વ્યાપક થઈ હતી. રાજકીય ક્ષેત્રમાં પ્રવેશ કરીને તેઓ રાષ્ટ્રનાયકોમાં સ્થાન અને નામના મેળવી શકે તેમ હતા, પરંતુ તેઓ તો આત્માર્થી હતા—મોક્ષાર્થી હતા. ભક્તિ એ એમના જીવનનું પ્રધાન તત્ત્વ હતું. ગાંધીજી એમના ગુરુ હતા—સર્વ કંઈ હતા. એમને તો એમની ભક્તિ દ્વારા એમણે આપેલ સત્ય

અહિંસા આદિ મંત્રો દ્વારા જ જીવનની સાધના કરવી હતી, બીજી બધી પ્રવૃત્તિ તો સાધનરૂપ હતી, એટલે તેઓ તો પોતાના સદાય પ્રેરણાસ્થાન એવા ગાંધીજીની છાયામાં, એમની સેવામાં અને આશ્રમજીવનમાં જ સમાઈ રહ્યા.

મહાદેવભાઈની અત્યાર સુધીની પ્રવૃત્તિનો કંઈક વિસ્તારથી પરિચય આપ્યો છે એ તો ખાસ એમનો ઘડતરકાળ, સમજવા માટે, પણ હવે પછીનાં લગભગ ૧૮ વરસની એમના પ્રવૃત્તિમય જીવનની પળેપળનો તારીખવાર કે સાલવાર ઉલ્લેખ કરવાનો અહીં અવકાશ નથી આ અઢાર વરસ દરમિયાન અનેક મહત્ત્વની ઘટનાઓ બની અને ગાંધીજીએ રાષ્ટ્રને ઘડનારી ને વિશ્વ-જીવન પર અસર પહોંચાડનારી અનેક મહાન પ્રવૃત્તિ આદરી. એ બધી પ્રવૃત્તિ અને પ્રયોગોમા તેમણે પોતાના જીવનની પળે-પળ ગાંધીજીને સમર્પણ કરી દીધી છે ગાંધીજી જેલમાથી છૂટીને આવ્યા કે તુરત તેમની પરિચર્યામા એ ગૂંથાઈ ગયા. હિંદુ–મુસ્લિમ રમખાણોથી અકળાઈને ગાંધીજીએ પ્રાયશ્ચિત્ત અને પ્રાર્થનારૂપે દિલ્હીમા રૉ અનસારીના મકાનમાં ઉપવાસ કર્યા, દેશને રચનાકાર્યનો સદેશો આપવા દેશના એક ખૂણાથી બીજા ખૂણા સુધી પ્રવાસ કરવામા ચાર–ચાર વરસ સુધી મોટા ભાગનો સમય ગાળ્યો–એ બધા દિવસ તેમની સાથે રહીને તેમના માનસ-નો, તેમની પ્રવૃત્તિનો આખા દેશને પ્રવાસલેખો દ્વારા પરિચય કરાવતા રહ્યા. સમય મળે ત્યારે સત્યાગ્રહની, અહિંસાની, ધર્મની ભાવના પોષાય એવા લખાણો લખતા રહ્યા. અત્યજ સાધુ નંદ, સંત ફ્રાન્સિસનુ જીવનચરિત્ર અને અભગવાણીને આધારે લખેલ સંત તુકારામનો જીવનપરિચય વગેરે પ્રસિદ્ધ લખાણો આ કાળ-ના છે.

૧૯૨૮માં બારડોલી સત્યાગ્રહની લડાઈ થઈ તેમાં તેઓએ પોતાની તમામ શક્તિઓ રોકી દીધી. બોરસદ અને નાગપુરની લડતમાં તો તેઓ દૂર રહ્યે રહ્યે અને 'નવજીવન' દ્વારા જ પોતાનો ફાળો આપી શકેલા, પણ આ વખતે તેમણે પોતાની જાત સરદારને સોંપી દીધી અને આરંભથી અંત સુધી તેમનાં પરિશ્રમ, જ્ઞાન, અભ્યાસ, બુદ્ધિ અને કુનેહશક્તિ કેવાં કામમાં આવ્યાં એ ગુજરાતથી અજાણ્યું નથી. ગુજરાતના વિજયી સરદારની સાથે તેઓ દક્ષિણ ભારતમાં તેમ જ બિહાર વગેરે પ્રદેશોમાં ફર્યા ને ત્યાંના લોકોને બારડોલી તથા સરદારની પ્રેરણા અપાવી.

૧૯૨૯ના ડિસેંબરમાં લાહોરના પૂર્ણ સ્વાતંત્ર્યના ઠરાવથી દેશનું વાતાવરણ ભરાઈ ગયું અને એ ઠરાવને સમજાવનારા તેમ જ દેશને સત્યાગ્રહની લડત માટે તૈયાર કરનારા મહાદેવભાઈના તેજસ્વી લેખોની ધારા ચાલી. કાનૂનભંગ શરૂ થતાં જ સરકારે જુલમનીતિનો આશ્રય લીધો. ગુજરાતમાં ફરીફરીને તેમણે ઠેકઠેકાણે ચાલતી સત્યાગ્રહની લડતોમાં બળ પૂર્યું. લડતના સ્વરૂપના તેમ જ સરકારી જુલમના અહેવાલો ગાંધીજી પાસે રજૂ કર્યા, સરકારની નબળી તેમ જ બિહામણી અને કુરૂપ બાજુઓ ઉઘાડી કરીને તેમનું બળ હણવા માંડ્યા. એક દિવસ મીઠાની ગૂણીઓથી ભરેલ એક ખટારો લઈને સ્વયંસેવકો જતા હતા તેમની સાથે મહાદેવભાઈ પણ હતા. બધાને ગિરફતાર કરવામાં આવ્યા. મહાદેવભાઈ આ સૌની સાથે નહોતા એમ કહે તો પોલીસ-અમલદારો મહાદેવભાઈને પકડવા રાજી નહોતા, પણ મહાદેવભાઈ એમ શાના કહે ! એમણે ગિરફતારી વધાવી તો લીધી, પણ એથી એમને આનંદ ન થયો. એમના દિલમાં તો અનેરી ભાવનાઓ ભરી હતી: 'આ રાજ્યનું ભીષણ રાક્ષસી સ્વરૂપ દિવસે દિવસે વધારે

ઉઘાડું પડતું જાય છે. એની સામે ગાંધીજીનો પુણ્યપ્રકોપ હવે ઉગ્ર રીતે પ્રકટવાની તૈયારીમાં છે. દેશમાં થોડા જ દિવસમાં અપૂર્વ બલિદાનોનો મહાયજ્ઞ થવાનો છે. ત્યાં આમ પકડાઈ જવું એ બહુ ગમતું તો નથી. જે દિવસે ગાંધીજી પોતાના સૈનિકોની સાથે ગોળીઓના વરસાદ નીચે દટાઈ જશે તે દિવસે હું તેમની સાથે હોઈશ....એવું સ્વપ્નું જોતો હતો....ત્યાં પકડાઈ ગયો.' કેવી ભવ્ય અને ઉન્નત ભાવના!

કાચી જેલમાંથી અનાવિલ કોમને ઉદ્દેશીને આ અપૂર્વ મહાયજ્ઞમાં સામેલ થવાની અપીલ બહાર પાડી તેમાં શ્રી. ભૂલાભાઈ દેસાઈનો ખાસ ઉલ્લેખ હતો. શ્રી. ભૂલાભાઈએ હજુ સુધી વકીલાતનો ત્યાગ નહોતો કર્યો.

એમના પર કેસ ચાલ્યો ને એમણે અદાલતમાં એક નિવેદન કર્યું. મેજિસ્ટ્રેટ એમની કોમના જ હતા અને એનો પુત્ર તો સત્યાગ્રહની લડતમાં સૈનિક હતો. મહાદેવભાઈએ એમને પણ નોકરી છોડીને સત્યાગ્રહ-જંગમાં ઝુકાવવાનો અનુરોધ કર્યો. મેજિસ્ટ્રેટ સાહેબમાં એવું હૃદયબળ નહોતું એટલે મૂગા મૂંગા સાંભળી લઈને મહાદેવભાઈને જેલની સજા ફરમાવી દીધી.

'૩૧માં સંધિ થઈ. ગાંધીજી ગોળમેજી પરિષદમાં ગયા. ત્યાં તો પાણી વલોવવા જેવું હતું. પણ ગાંધીજીને જ એ દિવસોમા વીસ-વીસ કલાક કામ રહેતું. કોઈ કોઈ વાર ૨૨ કલાક થઈ જવાના પણ દાખલા છે. મહાદેવભાઈની શી સ્થિતિ હશે! પરિષદના એ ભરમાર કામ વચ્ચે પણ 'યંગ ઇન્ડિયા' અને 'નવજીવન'ના વાંચનારાઓને સાપ્તાહિક અહેવાલ હમેશ મુજબ નિયમિત મોકલતા. ગાંધીજીએ પણ એ કામના અસહ્ય બોજાનો

ઉલ્લેખ કરતાં લખ્યું છે, કે, 'સદ્ભાગ્યે મહાદેવ સાથે હતા, એમણે એક પણ ટપાલ ખાલી જવા ન દીધી.'

વિલાયતથી પાછા હિંદને કિનારે ઊતર્યા અને દસ-દસ માસનો સતત પરિશ્રમ ઉતારવા માટે હોય તેમ ગાંધીજી સાથે તેમને પણ સરકારે યરવડાના કારાવાસમાં મૂકી દીધા.

'૩૩માં હરિજન-સેવાના પ્રશ્ન પર ગાંધીજીએ ઉપવાસ કર્યા અને ઑગસ્ટ માસમા સરકારે એમને જેલમુક્ત કર્યા. એક વરસ સુધી તેમની પ્રસિદ્ધ હરિજન-પ્રવાસ-યાત્રા ચાલી. એ દરમિયાન મહાદેવભાઇ જેલમાં હતા. પ્રવાસનાં એક-એક સપ્તાહ બાકી રહ્યા ત્યાં મહાદેવભાઇ છૂટયા અને આવતાવેંત જ ગાંધીજીની છાયામાં તેમનું પ્રવૃત્તિમય જીવન ફરી શરૂ થઇ ગયું.

એ પછીનાં દસ વરસની ગાંધીજીની અને દેશની પ્રવૃત્તિ ઘણી જાણીતી છે. ગાંધીજી વર્ધા અને પછીથી સેવાગ્રામ જઇને વસ્યા ભવિષ્યની રચનાના પાયા જેવી સંસ્થાઓ સ્થાપી ને હરિજન સેવક સંઘ, ગ્રામઉદ્યોગ સંઘ, તાલીમી સંઘ, રાષ્ટ્રભાષા સમિતિ દ્વારા રાષ્ટ્રઘડતરની પ્રવૃત્તિઓ ચલાવી. ખાદીમા ઓછામાં ઓછી મજૂરીનો ક્રાન્તિકારી સુધારો દાખલ કર્યો. ગોપાલનનો પ્રશ્ન હાથમા લીધો. કરોડો ગરીબોને માટે સુલભ બને એવા યુક્તાહારના પ્રયોગો ચલાવ્યા. એ બધી પ્રવૃત્તિ લોકગમ્ય બને એટલા માટે જે જે પ્રયોગો કર્યા તે બધાનું જાતે જ્ઞાન મેળવી, પરિશ્રમપૂર્વક અભ્યાસ કરીને એનાં સુંદર વિજ્ઞાનશુદ્ધ અને સહજ પરિણામો લોકો પાસે મૂકી શકાય તે માટે મહાદેવભાઇએ પોતાની જાત હોમી દીધી.

બીજી બાજુ ૧૯૩૫ના નવા બંધારણ અનુસાર મહાસભાએ

પ્રધાનપદ સ્વીકાર્યાં તેને અંગે વિકટ સવાલો ઊભા થયા. યુરોપમાં યુદ્ધ ફાટી નીકળ્યું, મહાસભાએ સત્તાસ્થાનો છોડયાં, વ્યક્તિગત સત્યાગ્રહ થયો, સ્વતંત્રતા માટે એકવાર તો દેશ ગાંધીજીથી છૂટો પડવા તૈયાર થયો, ક્રિપ્સ-દરખાસ્તો આવી, અને છેવટે વિદેશી સરકારની ભારત સંબંધી નીતિને કારણે ગાંધીજીએ 'ચાલ્યા જાવ' અને 'કરેંગે યા મરેંગે'નો આદેશ આપ્યો. આ બધા કાળ દરમિયાન મહાદેવભાઇએ ગાંધીજીના મંત્રી તરીકે સંગીન અભ્યાસ તથા સતત પરિશ્રમ દ્વારા સખત કામ કર્યું છે સીંદી ગામમાં ભંગીકામ કરતા, રેંટિયો ચલાવતા, બાપુની અંગત પરિચર્યામાં રોકાઇ રહેતા, દેશવિદેશની પ્રસિદ્ધ વ્યક્તિઓની બાપુ સાથેની મુલાકાતની નોંધો લેતા અને મહાન રાજકીય સવાલો વિષે લેખો લખવા માટે કે ઉપયોગી માહિતી અને આધાર શોધવા માટે અનેક પુસ્તકો ઉથલાવતા, રોજ વર્ધાથી સેગાંવ આવવા-જવામાં ઓછામાં ઓછું ૧૧ માઇલ ચાલતા ને રસ્તામાં એકના એક પુત્ર નારાયણને ભણાવતા મહાદેવભાઇને જોઇને ઘણા વિદેશીઓ એમની શક્તિ વિષે મોંમાં આંગળાં નાખી ગયા છે. આપણે ત્યાંના ઘણા સુભાગી માણસોનેય એમની આ વિવિધ શક્તિઓ અને એના મૂળનું પુણ્યદર્શન થવાનું સદ્‌ભાગ્ય સાંપડયું હતું. પળેપળ પવિત્ર ભાવના, વિચાર અને કર્મથી ઊભરાતા એ જીવનનો પ્રત્યેક પ્રસંગ પાવનકારી ને સ્મરણમધુર જ લાગે. એ બધા એકઠા કરવાનું કે કહેવાનું કામ એ આકાશના ઉજ્જવળ તારાઓ એકઠા કરવા જેવું કઠિન છે. પણ એના પ્રકાશનો થોડો અનુભવ થાય એટલું દર્શન તો કરી જ લઇએ.

## ૮

# ગાંધીજીના રાજમંત્રી

મહાદેવભાઈ ગાંધીજીના રાજમંત્રી હતા એટલે સ્વાભાવિક રીતે જ તેમને દેશ અને દુનિયાની રાજકીય ઘટનાઓ અને પ્રવાહોથી પરિચિત રહેવાનું હોય, અનેક માહિતી અને સામગ્રી એકઠી કરવાનું હોય અને ચાલુ પ્રશ્નો વિષેની ઉહાપોહમાં ઉપયોગી હકીકતોથી સુસજ્જ રહેવાનું હોય. કાયદા અને બંધારણને લગતું જ્ઞાન તો સુંદર હતું જ, પરંતુ દુનિયાની અન્ય પરાધીન પ્રજાઓની રાષ્ટ્રીય લડત તેમ જ ઉત્કર્ષના ઇતિહાસનો પણ તેમણે સરસ પરિચય સાધ્યો હતો. ગાંધીજી જે પ્રશ્ન હાથ ધરે તે પ્રશ્નને લગતી તમામ માહિતી અને તેની સાથે સંબંધ ધરાવતી અનેક વિગતોનો અભ્યાસ કરવામાં તેઓ રોકાઈ ગયા જ હોય. બહારની વિશાળ દુનિયાને તેમના આ અભ્યાસ અને ઉદ્યમશક્તિનો પહેલવહેલો પરિચય બારડોલી વખતે થયો. સત્યાગ્રહનાં મંડાણ થયાં ત્યારે એ આખા પ્રશ્ન સંબંધીનો તલસ્પર્શી અભ્યાસ કરીને 'બારડોલીના ખેડૂતો' નામની લેખમાળા શ્રી. નરહરિભાઈએ તો લખી હતી, પરંતુ મહાદેવભાઈએ પણ રીવિઝન સેટલમેંટના આગલા અહેવાલો વાંચ્યા; અમાઉના અમલદારો, ગવર્નરો વગેરે-

એ જાહેર કરેલા ઉદ્દેશો, સરકારે પોતે જ ઠરાવેલી નીતિ તથા આપેલાં વચનોને ઘોળી પી જઈને ૩ લાખમાંથી ૫ લાખ જેટલું મહેસૂલ ઉત્તરોત્તર કેમ વધાર્યું અને તેની ઉપર પાછો ૨૫–૩૦ ટકા જેટલો વધારો જેમાં સૂચવાયો છે એ બંને અહેવાલો કેવા ઉટપટાંગ આંકડાની મદદથી ખોટા ઉપજાવી કાઢેલ છે તે બતાવી આપ્યું. જમીન-મહેસૂલ ભાડું કહેવાય કે કર એ વિષે જે તકરાર ચાલી એમાં એમણે પ્રજાપક્ષે લોર્ડ લીટન, સર ચાર્લ્સ વૂડ તથા બેડન પૉવેલ જેવા વિદેશીઓના જ આધાર ટાંકી બતાવ્યા. વળી લડતને અંતે જે તપાસ સમિતિ નીમવામાં આવી તે સરકારી તપાસ સમિતિ સમક્ષ આજ સુધી સરકાર જે હકીકતને આધારે ચાલતી હતી તેવી અનેક હકીકતોને જુઠ્ઠી સાબિત કરી દીધી. ખેડૂતોનાં ખેતીવિષયક ઊપજ-ખર્ચ કેમ ગણાય તે બાબતનો નવો ચીલો પાડી દીધો.

૧૯૨૯માં માતર તાલુકાની આર્થિક પરિસ્થિતિ અંગેનો કસાઈને પણ રોવરાવે એવો ચિતાર મહાદેવભાઈએ આપ્યો. વિદ્યાપીઠે એ તાલુકાની આર્થિક તપાસ હાથ ધરી. મહેસૂલનું ભરણું ખેડૂતને હવે તોડી નાખે એવું આકરું હતું, છતાંય સરકારે આ બધા પ્રત્યે બેધ્યાન બનીને મનસ્વી આનાવારી ઠરાવી. મહાદેવભાઈએ આંકડાબંધ હકીકતોથી અભ્યાસપૂર્ણ સચોટ લેખો લખીને સરકારી નીતિને પડકારી ઉઘાડી પાડી. પરિણામે મુંબઈ સરકારે, એના ઇતિહાસમાં કદાચ પહેલી જ વાર, કબૂલ કર્યું કે ખેડૂતોની ' સ્થિતિ અસંતોષકારક છે ને અતિશય ભીડમાં આવ્યા વિના મહેસૂલ ન ભરી શકે ' એવો સંભવ છે. આટલો જાહેર એકરાર કરીને વસૂલાત મોકૂફ રાખી એક ખાસ અમલદારને તપાસનું કામ સોંપવું પડયું.

'૨૯ના ડિસેંબરમાં લાહોર મહાસભાએ પૂર્ણ સ્વરાજનો ઠરાવ પસાર કર્યો અને વિદેશી રાજ્યે દેશનું આર્થિક, સામાજિક, રાજનૈતિક અને સાંસ્કૃતિક એમ ચતુર્વિધ સત્યાનાશ વાળ્યું છે, એવું સ્વાતંત્ર્ય-પ્રતિજ્ઞામાં જાહેર કર્યું. વિલાયતનાં છાપાંઓ આ ઠરાવથી જ ખળભળી ઊઠેલાં. મહાદેવભાઈએ એમની કલમ ચલાવી. 'બ્રિટિશ રાજનીતિ એટલે એક કાયમની અખંડ દિન-પ્રતિદિન વધતી જતી પરદેશી ચડાઈ છે' એ મહર્ષિ દાદાભાઈનાં અમર વચનોનું સ્મરણ કરાવ્યું ને એ પિતામહનું ઋણ ચૂકવવાની હિંદુસ્તાનને હાકલ કરતા લેખો લખ્યા. ખળભળી ઊઠેલાં વિલાયતનાં અખબારોને તો એમણે એમના જ દેશબંધુઓના શબ્દોની ભેટ ધરી. મેકોલે, ડિગ્બી અને અંગ્રેજ સિવિલિયનોનાં જ લખાણોના આધાર ટાંકીને બ્રિટિશ રાજ્યથી હિંદની કેવી પાયમાલી થઈ છે તે બતાવી આપ્યું.

ગાંધીજીએ સત્યાગ્રહની લડતનો આરંભ મીઠાના કાયદાના સવિનયભંગથી કરવાનું સૂચવેલું. એની પ્રાથમિક ભૂમિકા તૈયાર કરવા માટે તેમણે મીઠાના સવાલનો ઝીણવટથી અભ્યાસ કર્યો. બંગાળમાં પહેલાં મીઠું બિલકુલ ન આવતું, પછી ઈજારો આપ્યો ને અગરિયાઓને વણકરની જેમ રીબીરીબીને કેમ માર્યા તેનો ઇતિહાસ આપવા માંડયો. એડન, મિસર અને વિલાયતથી કેમ અને કેટલું મીઠું આપણે માટે આવે છે, આપણા દેશમાં ક્યાં ક્યાં કેટલું મીઠું પાકે છે, કોહાટ અને મેયોમાં સિંધવની કેવી ખાણો છે, એ બધી રસપ્રદ હકીકતો પ્રકાશમાં મૂકવા માંડી. ઠેઠ ૧૮૪૪ની સાલમાં મીઠું જ્યારે સાવ સસ્તું હતું ત્યારે એના પર સહેજ કર-વધારો થતાં કેવાં રમખાણો થયેલાં તેનાં બયાન પ્રગટ કર્યાં. આજ પહેલાં દાદાભાઈ, રાનડે, ગોખલે,

વગેરે રાષ્ટ્રનેતાઓએ કેવા કેવા પ્રયાસ કર્યા છે તે સમજાવ્યું. સર જેમ્સ વેસ્ટલેન્ડ, લોર્ડ ક્રોસ વગેરે બ્રિટિશ પ્રધાનોએ વર્ષો પૂર્વે આ કરને ભયંકર ગણાવેલો, ને '૩૦ની સત્યાગ્રહ-લડત વખતે જેઓ વડાપ્રધાન હતા એ સર રામ્સે મેકડોનાલ્ડે જ ૧૯૧૩-૧૪માં એને અશાંતિના ઉત્પાદક તરીકે વર્ણવેલ—એ બધી હકીકત તરફ ધ્યાન ખેંચ્યું. વળી, 'જગતના બીજા દેશોમાં ક્યાં ક્યાં મીઠાવેરો છે, ઇંગ્લંડની આબાદી મીઠાવેરો નાબૂદ થયા પછી જ થઈ શકી, અને ફ્રાન્સના રાજવિપ્લવમાં મીઠાવેરો એક પ્રબળ કારણ હતું, વગેરે બાબતો વિષેનાં વિદેશી લેખકો અને ઇતિહાસનાં પ્રમાણ ટાંકી ટાંકીને લોકમત કેળવવા માંડયો.

'૩૧માં સત્યાગ્રહક્ષેત્રે યુદ્ધવિરામ થયું અને ગાંધી–અર્વિન સંધિ થઇ. પરંતુ એ સંધિ કે કરારો કંઇ દિલનાં નહોતાં, તેથી અમલદારો સંધિ-કરારનો ભંગ કરતાં અચકાતા નહિ. લોકો અકળાય, ગાંધીજી ખૂબ સંયમ અને ધીરજ રાખીને વાઇસરૉયનું ધ્યાન ખેંચે, પણ વાઇસરૉય તો પ્રાંતિક સરકારોના બચાવને આગળ ધર્યા કરે. આમાં સંધિભંગને સાબિત શી રીતે કરવો ? કરારભંગના રોજ રોજ બનતા જતા સંખ્યાબંધ બનાવોમાંથી તારવણી કરી કરીને મહાદેવભાઈએ પ્રાંતિક સરકારોના બચાવને પાયો જ ન રહે એવું તહોમતનામું તૈયાર કરી દીધું.

તેમની ઉદ્યમશક્તિના પરિણામરૂપ આવા તે કેટલાક કિસ્સા અહીં ગણાવી શકાય ?

કાયદા અને બંધારણ વિષેનાં તેમનાં સમજ અને જ્ઞાન પણ જેવાં તેવાં નહોતાં. ૧૯૩૮ હરિપુરા અધિવેશન વખતે, રાજદ્વારી કેદીઓના પ્રશ્ન પર પ્રધાનમંડળો તૂટયાં એ વખતે, જોઇન્ટ પાર્લમેંટરી કમિટીએ રાખેલ ઉદ્દેશ વગેરેનો ઉલ્લેખ કરી, ગવર્નર

જનરલે પોતાને ૧૨૬ (૫) કલમ અનુસાર આપવામાં આવેલી સત્તાનો આ કિસ્સામાં કેવો ઘોર દુરુપયોગ કર્યો હતો તે બતાવી આપ્યું.

પ્રાંતિક ધારાસભાઓનું કામકાજ અંગ્રેજી ભાષામાં ચલાવવાનો નિયમ કરતી ૮૫ મી કલમ કેવી વાંધાભરેલી છે અને ભાષા તથા પોશાકના સવાલોનો રાષ્ટ્રીય સ્વમાનની દૃષ્ટિએ કેવો ઉકેલ થવો જોઇએ તે સૂચવતા સુંદર લેખો લખ્યા

મહાસભા-પ્રધાનમંડળે શરૂ કરેલા દારૂબંધીના સત્કાર્ય ઉપર પાણી ફેરવતા ચુકાદા મુંબઇની વરિષ્ટ અદાલતે આપ્યા. મહાદેવભાઇએ ૧૯૩૫ના નવા બંધારણની કલમો તથા લગભગ ૭૫ વરસ પહેલાં થયેલા આબકારી કાયદાઓની કલમોના ધારાકીય અર્થ કરીને એ ચુકાદાઓ પાછળનાં માન્યતા અને અભિપ્રાયો કેવાં ખોટા હતાં તેની સુંદર છણાવટ કરી, તેના સમર્થનમાં આવા જ એક કેસને અંગે ફેડરલ અદાલત સુધી પહોંચેલ એક મામલાના સંબંધમાં સર મોરીસ ગ્વાયરે આપેલ ચુકાદો ટાંકી બતાવ્યો. નવા બંધારણમાં કાયદાનાં પરિસ્થિતિમાં ધારાસભાને જે વિષયોમાં કાયદા ઘડવાની સત્તા છે તેમાં આ દારૂબંધીને લગતી ૩૧ મી કલમ સાવ સ્પષ્ટ હોવા છતાંય અને એનો અર્થ એક જ અને અસંદિગ્ધ હોવા છતાંય મુંબઇની વરિષ્ટ અદાલતના ન્યાયાધીશમંડળે કેવો સંકુચિત અને ખોટો અર્થ કાઢયો છે તે જાહેરને બતાવી આપ્યું.

મહાદેવભાઇનું વાચન પણ વિશાળ રહેતું અને એ વાચનનો બરાબર સુયોગ્ય પ્રસંગે ઉપયોગ કરવાની તેમનામાં અજબ કળા હતી. રવિબાબુ એકવાર અસહકારના દિવસોમાં અમદાવાદ આવેલા ત્યારે અસહકારીઓ સત્તા, સંપત્તિ અને સંકુચિતતા

માટે લડે છે એવું કંઈક ઘસાતું બોલી ગયા હશે. રવિબાબુ જેવી પ્રતિભાશાળી વ્યક્તિના બોલની અસર લોકો ઉપર અમુક અંશે થાય તે તો અનિવાર્ય છે જ. ગાંધીજી જો અસહકારની આવી જ પ્રવૃત્તિ ચલાવતા હોય તો તેમને માટે તેમની જેલ-નિવાસતિથિએ જાહેર કરવામાં આવેલ ઉપવાસ કરવાનો કંઈ અર્થ નથી એવી વિપરીત અસર એક બહેનના મન પર થયાની મહાદેવભાઈને જાણ થઈ. મહાદેવભાઈએ એ જ અઠવાડિયાના 'નવજીવન'ના અંકમાં ખાસ વિશેષ કશી ટીકા કે નોંધ કર્યા સિવાય આયર્લૅન્ડના પ્રખ્યાત રાષ્ટ્રીય શાયર એ. ઈ. નો એક લેખ છાપ્યો. ગાંધીજીના વિશ્વોદ્ધારક આદર્શથી આકર્ષાઈને ભક્તિપૂર્વક લખેલો એ લેખ મહાદેવભાઈએ આયરિશ માસિક 'હોમસ્ટેડ'માં તાજેતરમાં વાંચેલો. તેને અંતે એવાં પ્રાર્થનામય વાક્યો હતાં કે, 'હે પ્રભુ, અમને આયર્લૅન્ડને પણ આવો ગાંધી મળો!' ભારતકીર્તિ કવિની કડવી ટીકાની કંઈ અવળી અસર હોય તો તેને ભૂંસી નાખવા માટે આથી બીજો કયો સચોટ જવાબ હોઈ શકે?

૧૯૨૪માં સિંધ પ્રાંતમાં એક ન્યાયાધીશે ૨૨ વરસના એક જુવાન તંત્રીને અમેરિકાના છાપામાં આવેલ અને હિંદુસ્તાનનાં ઘણાં અખબારોમાં પુનર્મુદ્રિત થયેલ લેખના પ્રકાશન માટે ચાર વરસની સજા કરી. 'બ્રિટિશનું બેવચનીપણું' એ તે લેખનો સાર હતો એમાં વિશેષ હકીકત નહોતી, તેમ જ એ લેખ ઉપર કશી સ્વતંત્ર તંત્રીનોંધે નહોતી. મહાદેવભાઈએ આ સમાચાર જાણ્યા કે તુરત સિંધના 'ગંડુરાજા જેવા અમલદારો'નો સખત ઊધડો લીધો અને જાણે પડકાર ફેંકતા હોય તેમ પેલો લેખ તો 'નવજીવન'માં પ્રગટ કર્યો જ, પરંતુ સાથે સાથે

બ્રિટન કેવું વચનભંગી છે એ પુરવાર કરવા એમના વાંચવામાં આવેલ લૉર્ડ રૅાથરમિયરને એક બીજો લેખ પણ પ્રગટ કર્યો. તેમાં તુર્કસ્તાન સાથે બ્રિટને ૧૯૧૧ થી ૧૯૨૪ સુધીમાં દર વરસે દર મહિને કઈ કઈ તારીખે કઈ કઈ બાબતમાં શો શો વચનભંગ કર્યો હતો તેનું કડીબંધ ટાંચણ હતું.

હિંદુસ્તાનના બે કટકા કરવાની વાત વાતાવરણમાં શરૂ થઈ એ દિવસોમાં લૉર્ડ ઝેટલેન્ડે મુસ્લિમ લીગની આવી યોજનાને લગભગ નિરાશાની સ્થિતિ તરીકે ઓળખાવીને અનેક હિંદી તેમ જ અંગ્રેજ ધુરંધરોએ લાંબા કાળ સુધી એકાગ્રપરાયણતાપૂર્વક કરેલા પરિશ્રમો નિષ્ફળ ગયાની કબૂલાત જેવી વર્ણવી. મહાદેવ ભાઈએ આ દંભી 'કરુણ વ્યંગ'નો પડદો ચીરી ઇતિહાસની અનેક ઘટનાઓનો ઉલ્લેખ કરીને સિદ્ધ કરી બતાવ્યું કે આવો આરોપ આજે અચાનક એકલા ઝીણા સાહેબ ઉપર ઓઢાડવો બરાબર નથી. વર્ષો પહેલાંથી આ બધું તર્કટ ઊભું કરનાર તો બાર્ટર ફેરર જેવા અંગ્રેજ મુત્સદ્દીઓ છે, અને આ બધું તો કોમી કુસંપનાં ભયંકર બીજ વાવનાર લૉર્ડ ડફરીન, લૉર્ડ મિન્ટો, લૉર્ડ મોર્લિ, કોર્લિવન, મેયો અને લૉર્ડ હેલ જેવા રાજકર્તાઓના રાજદ્વારી હેતુસર ઇરાદાપૂર્વક કરેલ પરિશ્રમનું જ ભયંકર પરિણામ છે.

વળી શ્રી. ઝીણા સાહેબ જ્યારે બે રાષ્ટ્રની વાત કરવા માંડ્યા અને હિંદુસ્તાન એક રાષ્ટ્ર નહિ પરંતુ બે રાષ્ટ્રો અને નાનીમોટી અનેક કોમોનો એક ખંડ છે એમ જોરશોરથી કહેવા માંડ્યા ત્યારે તેમને ભૂતકાળમાં લઈ જઈને ૧૯૧૫થી ૧૯૨૫ સુધીમાં તેમનાં પોતાનાં જ વ્યાખ્યાનો, લેખો અને ધારાસભાનાં ભાષણોની રાષ્ટ્રપ્રેમ-નીતરતી કંડિકાઓ કાઢી કાઢીને ભેટ ધરી.

" હુ ચુસ્ત કોમેસવાદી છુ. × × × પહેલે જ હું રાષ્ટ્રવાદી છુ, પછીયે રાષ્ટ્રવાદી છુ અને આખરે પણ રાષ્ટ્રવાદી જ છુ. × × × કોમી રગ દાખલ કરીને તમે ધારાસભાને હલકી ન પાડો. હિંદ આપણી માતૃભૂમિ છે. × × × ( હિંદુ-મુસ્લિમ એકતાની હુ વાત કરુ છુ ત્યારે ) હું કરોડો મુસ્લિમોની લાગણી વ્યક્ત કરુ છુ × × ×" વગેરે માતૃભૂમિના પ્રેમથી તરબોળ એવા એમના જ ઉદ્દગારોનું આજે દેશના બે કટકા કરવા તૈયાર થયેલ શ્રી ઝીણા સાહેબને સ્મરણ કરાવ્યુ.

ઇતિહાસ વિષેનુ તેમનુ વાચન પણ અગાધ હતુ આપણા દેશમા જ્યારે જ્યારે જે જે મહત્ત્વના બનાવ બને ત્યારે તેની સમ કક્ષાએ અન્ય દેશોના રાષ્ટ્રીય ઇતિહાસ અને લડતમા બનેલા બનાવોની વિગતો આપ્યા જ કરે. છેક ૧૯૧૯મા રોલેટ બિલ સામે વિરોધરૂપે હડતાળ વગેરે શરૂ કરતા પહેલા ગાધીજીએ પ્રાર્થના અને ઉપવાસનો સામુદાયિક કાર્યક્રમ સૂચવેલો ત્યારે મહાદેવભાઇએ બાપુને કહેલુ કે હગેરીમા પણ ત્યાની રાષ્ટ્રીય લડતમા આરભ ઉપવાસ અને પ્રાર્થનાના કાર્યક્રમથી થતો બાપુને એ જાણીને સાશ્ચર્ય હર્ષ થયેલો

૧૯૨૮મા 'બ્હેરાઓના કાન ઉઘાડવાના' આશયથી કોઇ બે યુવકોએ વડી ધારાસભામાં બોમ્બ ફેંક્યો એની સાથેના એક ચોપાનિયામા ફ્રાસના ત્રાસનીતિવાદી વેઇનાનુ વચન ટાક્યુ હતુ. વાઇસરૉય એ સબધમા બોલેલા કે, 'બોમ્બ નાખનાર જાણે કે અમારી પાસે તેમને દાબી દેવાની પૂરતી સામગ્રી છે' બોમ્બ ફેંકનારાઓએ તો પેલા ત્રાસવાદી વેઇનાનો ગુરુમત્ર સ્વીકાર્યો હતો, પરતુ વાઇસરૉય પણ આમા બળવાખોરોને હિસા અને ત્રાસથી દાબી દેવાના મિથ્યા પ્રયત્ન કરનાર ફ્રેંચ પ્રમુખ કાર્નોની •

જ વેર વાળવાની અવળી રાજનીતિનું અનુકરણ કરી રહ્યા છે તે બતાવવા, તેમ જ હિંસાને જન્માવનાર મૂળ કારણો નાબૂદ કરવાની એકમાત્ર સાચી નીતિ સિવાય બીજા બધા ઉપાયો નિષ્ફળ નીવડવાના છે એ સમજાવવા મહાદેવભાઈએ ૧૯મી સદીના છેલ્લા દાયકાના ખુનામરકીની પરંપરાવાળા કેંચ ઇતિહાસનું થોડું સ્મરણ કરાવ્યું.

બ્રિટનની પાસેથી યુદ્ધનેમોની સ્પષ્ટતા માગતો ઠરાવ મહાસભાની કારોબારીએ પસાર કર્યો અને હિંદુસ્તાનને તત્કાળ સ્વતંત્રતા આપવાની વાત કરી ત્યારે તેના સમર્થનમાં મહાદેવભાઇએ કેનેડા, દક્ષિણ આફ્રિકા અને એક વખતના આયર્લૅન્ડ જેવા સંસ્થાનનો ઇતિહાસ ઉખેળ્યો. તેમને સત્તા સોંપવાની વાત થતી ત્યારે બ્રિટિશ રાજપુરુષો આજે હિંદને વિષે જેમ મિથ્યા સંશય અને ડર પ્રગટ કર્યા કરે છે તેમ તે સંબંધમાં પણ કરતા છતાં એક બ્રિટિશ રાજપુરુષના શબ્દોમાં એ 'સાહસી શ્રદ્ધાનું પગલું' કેવું સફળ નીવડયું અને એની પાછળના ડર કે સંશય કેવા પાયા વિનાના નીવડયા એ વિષેનાં તે વખતના રાજપુરુષોના ભાષણો અને વક્તવ્યો નોંધી નોંધીને હિંદસ્વરાજનો કેસ સંશયશીલ વિદેશીવર્ગ પાસે મજબૂત કર્યો

કારણી માહિતી તો ઠીક, પણ 'રાષ્ટ્રીય કરજ' જેવા સવાલ ઉપર કોઇ અર્થશાસ્ત્રના ગંભીર અભ્યાસીની કલમમાંથી અવતરે એવા નક્કર લેખો તેમણે લખ્યા છે. સરકારે અનાજની આવ-જા ઉપર અંકુશ મૂકયો અને ભાવનિયમન વગેરે ધારા કર્યા. લોકોને યુદ્ધકાળ દરમિયાન અનાજની બાબતમાં નિશ્ચિત કરવાના આશયને બહાને ચલાવેલી આ નીતિ કેટલી ખોટી અને નિષ્ફળ છે એ તેમણે પુષ્કળ માહિતીના આધાર બતાવીને જાહેર રીતે સિદ્ધ કર્યું અને સરકારી બચાવ સાવ પાંગળો સાબિત થયો.

આપણને આશ્ચર્ય થાય કે મહાદેવભાઇ આટલાં બધાં કામ વચ્ચે આવું વિવિધ વાચન – કઠિન વાચન – કયારે કરતા હશે ? પરંતુ ગાંધીજીના રાજમંત્રી તરીકે પોતાની ફરજ બજાવતાં, બાપુના વિચાર, સિદ્ધાંત અને કાર્યક્રમને લોકગમ્ય, લોકપ્રિય અને લોકવ્યાપક કરવા માટે તેના સમર્થનમાં સહાયરૂપ થાય એવી બાબતો વીણી-ચૂંટી કાઢવા દુનિયાભરનાં વર્તમાન તેમ જ ભૂતકાળના ઇતિહાસ અને રાજકારણનું ઢગલાબંધ સાહિત્ય સદાય તેમણે ફેંદ્યા કર્યું છે. છેલ્લાં ૨૫ વરસનું ભારતીય રાજકારણ એટલે પ્રધાનપણે અહિંસાલક્ષી રાજકારણ. તેથી આપણા રાજકારણના લેખોમાંથી અહિંસાની ફોરમ ઊડતી રહેવી જોઇએ અને હિંસાનું અનેકવિધ ખંડન ચાલતું હોવું જોઇએ, એ બાબતને નજરમાં રાખીને આપણા પ્રાચીન ધર્મગ્રંથો ઉપરાંત વર્તમાન જગતના પ્રસિદ્ધ વિચારકોના અહિંસા તરફ ઢળતા જતા અભિપ્રાયો-અનુભવો તેમણે એકઠા કર્યા જ છે.

આપણી શક્તિમર્યાદાને કારણે જ્યારે જ્યારે આપણને સત્યાગ્રહનો થાક ચડે છે ત્યારે ત્યારે આપણામાંનો એક વર્ગ

બધા દોષ અહિંસા ઉપર ઢોળે છે અને દુષ્ટોને તો તેમને યોગ્ય જ દંડ દેવો જોઇએ એવા માર્ગે મનને વાળવા દઇ થોડી ખોટી શાંતિ અનુભવે છે. આથી ફળ તો કંઇ મળતું નથી પણ રાષ્ટ્રમાં અહિંસામાર્ગની જે શ્રદ્ધા બંધાણી હોય તે થોડી ડહોળાય છે અને તેટલે અંશે આપણને નુકસાન થાય છે. '૨૧–'૨૨ના રાષ્ટ્રવ્યાપી સત્યાગ્રહ પછી, બાપુ છ વરસની સજા ભોગવતા હતા ત્યારે, દેશમાં આત્મવિશ્વાસનાં વળતાં પાણી હતાં. એ દિવસોમાં એકવાર મહારાષ્ટ્ર પ્રાંતની પરિષદમાં પ્રમુખ શ્રી. બાબાસાહેબ પરાંજપેએ પોતાના વ્યાખ્યાનમાં શઠં પ્રતિ શાઠ્યં-ની નીતિ ઉપદેશી અને લોકમાન્ય જેવા મહાપુરુષને સમર્થન-માં ટાંકયા. બાબાસાહેબ તો રહ્યા સાધુપુરુષ અને પરમ તપસ્વી. તેમના ઉપદેશની તો કેવી અવળી અસર થાય ! અહિંસાભક્ત મહાદેવભાઇએ એ નીતિની પોકળતા અને નિષ્ફળતા બોધતો એક સચોટ લેખ લખ્યો અને 'શઠં પ્રતિ શાઠ્યમ્' નહિ, પરંતુ 'ન પાપે પ્રતિપાપ: સ્યાત્' એ નિર્વૈરતાની પ્રાચીન ભારતીય ધર્મનીતિ પ્રત્યે વિયેનાના પ્રો. મિલર, રોમેરોલાં અને કાન્ત-દર્શી કવિ એ. ઇ. જેવા પશ્ચિમના મહાન વિચારકો પણ કેટલા વળતા જાય છે તે બતાવ્યું. લોકમાન્યને પૂરા સમજ્યા વિના હિંસા પ્રત્યેના તેમના પક્ષપાતની વાત તો આજેયે કેટલાક કોઈ કોઇ વાર કહે છે, પરંતુ મહાદેવભાઇએ તો લોકમાન્યની ફિલસૂફીના નિષ્કર્ષરૂપ તેમની એક કડિકા ટાંકી અને શઠં પ્રતિ શાઠ્યમનું ઉચ્ચારણ લોકમાન્યના સિદ્ધાંતોની કેવી વિડંબના કરનારું છે તે સમજાવીને મહારાષ્ટ્રીય આગેવાનોની આંખ ઉઘાડી.

આ તો છેક ૧૯૨૩નો પ્રસંગ છે. એ પછી તો મહા-દેવભાઇનાં વાચન-અનુભવ ઉત્તરોત્તર કેટલાં વિસ્તરતાં રહ્યાં હતાં.

દેશમાં અહિંસાની શક્તિ વિષે ઠીક ઠીક શ્રદ્ધા બંધાયા પછી આજે પણ આત્મરક્ષણ માટે લશ્કર અને લશ્કરી વિદ્યાના વ્યાપક શિક્ષણ માટેની જરૂરિયાત છે એવા ખ્યાલ અને મોહ હજુ સાગ સારા અને બુદ્ધિશાળી ગણાતા માણસો ધરાવે છે. યુદ્ધની ભીષણતાનો પ્રત્યક્ષ અનુભવ કર્યાં વિના ઘણા લોકોને એની અનાવશ્યકતા નથી સમજાતી. દેશને સશસ્ત્ર યુદ્ધની તાલીમ આપવાના ઉત્સાહીઓ દેશ અને દુનિયાની પરિસ્થિતિ વિષે ભારે દ્રોહ અજ્ઞાન સેવે છે એમ ગાંધીજી આપણને વારંવાર શીખવે છે. આ વિચારોનું બીજી રીતે સમર્થન કરતું એક સુંદર પુસ્તક મહાદેવભાઈના હાથમાં આવ્યું. 'ફ્રાન્સનું પતન કેમ થયું?'* એવું એ ચોપડીનું નામ છે. એનો લેખક એન્ડ્રી મોરોઆ ૧૯૧૪–૧૮ના મહાયુદ્ધમાં અને આ છેલ્લા વિશ્વયુદ્ધમાં પણ ફ્રાન્સનો પ્રસિદ્ધ લશ્કરી અફસર હતો. એ પુસ્તકમાંથી પુષ્કળ અવતરણો, અનુભવો અને એનો સાર ટાંકીને મહાદેવભાઈ એ લશ્કરી શિક્ષણના ઉત્સાહીઓની આંખ ઉઘાડે છે કે આવી જબરદસ્ત હિંસક સામગ્રી ધરાવતા દેશને માટે પણ એ ભયાનક અને અશક્ય ગણાય તો પછી હિંદુસ્તાનને માટે તો એ કેટલું અશક્ય અને આત્મઘાતક ગણાવું જોઈએ ! લૂઈ ફિશર જેવા પ્રસિદ્ધ લેખક અને દુનિયાભરના ઇતિહાસનું અવલોકન તથા અવગાહન કરનારના અભિપ્રાયોનો ઉપયોગ તો કરે જ, પરંતુ ખુદ હિંદુસ્તાનના ડેપ્યુટી ચીફ ઑફ ધી જનરલ સ્ટાફ જેવો હોદ્દો ધરાવતા લશ્કરી અમલદાર જનરલ મોલ્સવર્થ જેવાની 'આક્રમણ પ્રસંગે હિંદુસ્તાનની અગત્યની જગાઓ ટકાવી રાખવાનું તેમના લશ્કરથી પણ શક્ય નથી' એ પ્રકારની ગંભીર કબૂલાતો પ્રત્યે જનતાનું ધ્યાન ખેંચીને સમજાવે છે,

* Why France Fell ?

/



રૂઝવેલ્ટની જેમ એક ખેડૂતને હળ છોડીને બંદૂક આપવાનો અમેરિકન વારસો હિંદુસ્તાનના ખેડૂતોને આપવો શક્ય હોય તો પારાવાર માનવ-હિંસા તેમજ નીતિમત્તા અને સદાચારનો નાશ વહોરી લીધા પછી પણ પરિણામો વિષે તો ફ્રાન્સ જેવા દેશ ઉપરથી જ ધડો લેવાનો રહે છે.

આમ લશ્કરી અને હિંસક યુદ્ધની નિષ્ફળતા સદાય સંગીન હકીકતો અને નક્કર અનુભવોથી પુરવાર કરતા રહે અને બીજી બાજુથી ગાંધીજીએ સૂચવેલ વ્યાપક અસહકારની તાલીમ જો કરોડો માણસોને વ્યવસ્થિત રીતે આપવામાં આવે તો સરવાળે એ કેવી ખર્ચ વિનાની, ચાલુ ધંધા અને વ્યવસાયને કશું જ નુકસાન નહિ પહોંચાડનારી, ઓછામાં ઓછી માનવસંખ્યાનું બલિદાન આપનારી, અને જે ગુમાવીએ તે સ્વેચ્છાપૂર્વકનું હોવાથી અંતમાં નીતિ અને સદાચારનું બળ તથા તેજ વધારનારી અને સૌથી વધુમાં વધુ અસરકારક પદ્ધતિ છે તે પણ ઠસાવતા જ જાય

જે કંઈ સમજાવે તેના સબંધમાં પુષ્કળ નક્કર હકીકતો રજૂ કર્યા જ કરે યુદ્ધકાળ દરમિયાન કેવાં કેવાં અસત્યો ચાલે છે તે વિષે બર્મા, સિંગાપોર, મલાયા તથા ઉત્તર આફ્રિકા સબંધેની યુદ્ધવિષયક માહિતી—બ્રિટિશ લોકો અને બ્રિટિશ અમલદારોની જ કહેલી-લખેલી માહિતી-મેળવીને સરકારની જૂઠાણાંભરેલી બાજીઓ ખુલ્લી પાડે.

યુરોપનું યુદ્ધ શરૂ થયું ત્યારે રોજ રોજ ભાષામાં હિંદુસ્તાનના પ્રશ્નને રોળે ચીટવામાં આવતો યુદ્ધ તો 'લોકશાહી માટે-દુનિયાને સુરક્ષિત કરવા માટે છે' વગેરે યુદ્ધનેમોની ગુલબાંગો પોકારવામાં આવતી ચેમ્બરલેન, ચર્ચિલ, લિનલિથગો અને બ્રિટિશ હિંદના અન્ય પ્રતિનિધિઓના ભાષણોમાંથી —

ઉદ્ગારો લઈ લઈને તેમનું કુશળ પૃથક્કરણ કરી મહાદેવભાઈ તેમની પોકળતા દુનિયા સમક્ષ જાહેર કરતા. એકવાર '૪૦ની સાલમાં ઇંગ્લંડના વડાપ્રધાને એક જાહેર ભાષણ કરેલું, તેમાં યુદ્ધના હેતુઓ વિષે બડી બડી વાતો કરેલી અને હિંદના પ્રશ્નને પણ ચર્ચેલો, એનો મહાદેવભાઈએ સજ્જડ જવાબ આપીને તેમનાં દંભ તથા મિથ્યા-વાચાળતા ઉઘાડાં પાડી દીધાં.

દેશના અને દુનિયાના રાજકીય સવાલો પરત્વે મહાસભાની તેમ જ ગાંધીજીની દૃષ્ટિ તેઓ આબેહૂબ પકડી શક્યા હતા અને તેટલી જ કુશળતાથી રજૂ કરી શકતા હતા. પરંતુ તેમની મુગ્ધ કરે એવી કુશળતા તો એ હતી કે ખુદ અંગ્રેજો, અંગ્રેજ રાજપુરુષો અને અંગ્રેજ અધિકારીઓનાં જ વક્તવ્યોમાંથી આધાર શોધી શોધીને પ્રતિપક્ષીના કેસના ચૂરેચૂરા એ કરતા.

'૪૨ના ઑગસ્ટના જગપ્રસિદ્ધ ઐતિહાસિક ઠરાવનું વાતાવરણ બંધાતું હતું એ દિવસોમાં તેમણે કેટલાક રાજકીય લેખો લખ્યા છે તે કદાચ રાજકીય સાહિત્યમાં અમર થઈ જાય એવા છે. હિંદ ખાલી કરવાનો ઠરાવ અંગ્રેજોના જ હિતમાં છે, પરાધીન હિંદ બ્રિટનને ગળે બાંધેલ ઘંટીનું પડિયું છે, સ્વાધીન હિંદ અને પરાધીન હિંદ એટલે બ્રિટન માટે જીવન અને મૃત્યુ વચ્ચેની પસંદગી કરવાનો સવાલ છે, હિંદુસ્તાનની સ્વતંત્રતા કેવળ પ્રાયશ્ચિત્ત કે ન્યાયની દૃષ્ટિનો જ સવાલ નહિ પરંતુ બ્રિટનના વિજય અને વિશ્વયુદ્ધની સફળતા માટે એક અનિવાર્ય લશ્કરી જરૂરિયાત છે, એવાં એવાં વિધાનો સ્થાપતી આ તેજસ્વી લેખધારા એ 'હિંદ ખાલી કરો'ના ગાંધીસૂત્ર ઉપરના વિશદ ભાષ્ય જેવી નીવડી. મહાસભાની વિશાળ રાજનીતિનું સચોટ સમર્થન કરનાર આ લેખોનો પ્રભાવ લોકોનાં દિલ પર આજે પણ કાયમ

છે. અનેક ભ્રમોનું નિરસન કરતા, અનેક દલીલોના ચૂરા કરતા, અનેક અસ્પષ્ટતાઓને સ્પષ્ટ કરતા, ઇતિહાસના અનુભવ અને દુનિયાભરના સમર્થ વિચારકોના આધાર ઉલ્લેખતા અને સુંદર ચોટદાર ભાષામાં ભારતવિષયક બચાવનીતિનાં દોષસ્થાનો પકડી પકડીને દુનિયાભરના તટસ્થ અભ્યાસીઓ સમક્ષ હિંદુસ્તાનની સ્વતંત્રતાનો દાવો મજબૂત કરતા એ બહુમૂલ્ય લેખો તેમનાં રાજનૈતિક દૃષ્ટિ, અભ્યાસ, સંશોધન અને સ્વાતંત્ર્યના ઉત્કટ પ્રેમની સાક્ષી પૂરતા આપણા દેશના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે.

મહાસભાનાં અધિવેશનો, મહાસમિતિ કે કારોબારીની બેઠકો વગેરે પ્રસંગના અહેવાલો તેમ જ મુખ્ય મુખ્ય ઠરાવોનું હાર્દ તથા સમજૂતી મહાદેવભાઇના લેખોમાંથી જ મળે. ગાંધીજી સાથે અનેક રાજપુરુષો વાતો અને ચર્ચા કરવા આવે, અનેક પ્રશ્નોની આંટીઘૂંટીઓની સૂક્ષ્મ છણાવટ થાય, એ વખતના લેખો તથા સંવાદ રજૂ કરવાની કળા તો મહાદેવભાઇની જ. ઉપયોગી બધી હકીકત અને મુદ્દાઓ તો એમાં આવી જ ગયાં હોય, પણ તમામ વાત કરનાર કે ચર્ચા કરનારનાં માનસ અને વલણ પણ પૂરે-પૂરો ન્યાય પામ્યાં હોય. ઘણીયે ઐતિહાસિક વાટાઘાટો અને મસલતો ચાલે એવા મહત્ત્વના પ્રસંગની એમની નોંધ પ્રમાણ-ભૂત જ ગણાય. રોજેરોજ પુષ્કળ વર્તમાનપત્રો જોઇ જવાનાં, રાજકીય મુસદ્દાઓની નોંધ કરવાની અને કાયદા વગેરે આધાર-ગ્રંથો જોવાના અનેક બોજાઓ વચ્ચે એમનું કામ શાંતિપૂર્વક છતાં ખૂબ જ ચપળતાથી ચાલતુ હોય. એમની ગતિને વીજ-ળીની ઉપમા જ આપવી પડે. '૪૨ના ઓગસ્ટ–ઠરાવની પૂર્વ-તૈયારી ચાલતી હતી એ દિવસોમાં ગાંધીજીના વિચારો જાણવા

અનેક પ્રખ્યાત વિદેશીઓ પણ આવતા હતા. આવા એક પ્રસંગે ગાંધીજીને પ્રશ્નો પુછાતા હતા અને ગાંધીજી એના ઉત્તર આપતા હતા. લઘુલિપિમાં લખી લેનારા નિષ્ણાત ખબરપત્રીઓ અહેવાલ લેતા હતા તેમ મહાદેવભાઈ પણ ટાંચણ-નોંધ કરતા હતા. સાંજના જ્યારે અમેરિકન પત્રકારોએ આખી મુલાકાતનો ટાઈપ કરેલો અહેવાલ મહાદેવભાઈને દેખાડ્યો ત્યારે તેમણે કહ્યું કે, 'મને આ પસંદ નથી પડ્યો.' અમેરિકનો તો મૂંઝાયા અને જ્યારે મહાદેવભાઈએ પોતાની નોંધ તેમને દેખાડી ત્યારે તો તેઓ આભા જ બની ગયા. શબ્દેશબ્દ ઉતારાયેલો આ અહેવાલ અમેરિકનો કરતાં એટલો ચડિયાતો હતો કે તેઓ આશ્ચર્ય અને આદર સહિત બોલી ઊઠ્યા: 'મિ. દેસાઇ, આપે તો અમને ખૂબ પાછળ રાખી દીધા, આપ ગજબ કરો છો!'

૯

# સ્વરાજમંત્રી

રાજકારણ અંગેનાં મહાદેવભાઈનાં જ્ઞાન, અભ્યાસ કે કામગીરી વિષે આપણે બધું જ જાણી લઈએ તોપણ તેથી તેમના મંત્રીપદના સ્વરૂપનો પૂરો ખ્યાલ ન મળે. રાજકીય કામગીરી એ તો તેમના સમગ્ર મંત્રીપણાનો એક અંશ જ ગણાય. ગાંધીજી કંઈ એકલા રાજપુરુષ થોડા છે? એમને તો દુનિયામાં ધર્મરાજ્ય-રામરાજ્ય સ્થાપવું છે, અને તે અર્થે જ તેમની સ્વરાજ-સાધના ચાલે છે. તે કંઈ કેવળ રાજકીય પ્રશ્નોના ઉકેલ કે રાજકીય સત્તાની પ્રાપ્તિ પૂરતી મર્યાદિત નથી. આથી તેમના મંત્રી બનનારે ખરેખર તો સ્વરાજમંત્રી જ બનવાનું રહે છે. આ રીતે મહાદેવભાઈ ગાંધીજીના કેવળ રાજમંત્રી નહિ પરંતુ ભારતવર્ષના સ્વરાજમંત્રી હતા. ગાંધીજીની પ્રવૃત્તિ તો સમગ્ર જીવનને આવરી લેનારી રહી. જીવન જેટલું વિવિધ અને વિશાળ એટલી જ વિવિધતા અને વિશાળતા એમનાં પ્રયોગો અને કાર્યોમાં પણ હોય. સત્યનો સાક્ષાત્કાર કરનાર અને સ્વરાજ સિદ્ધ કરનાર અનેક પ્રયોગો અને પ્રવૃત્તિ ગાંધીજી હાથ ધરતા હોય તે બધાંમાં તેમના મંત્રીએ પરોવાઈ જવાનું જ હોય. સત્ય

અને અહિંસાને લક્ષ્યમાં રાખીને બાપુ રાજકીય પ્રશ્નોનો ઉકેલ વિચારવા માંડ્યા તેમાંથી તેમને અસહકાર, બહિષ્કાર, સવિનયભંગ અને સત્યાગ્રહ વગેરે સાધન જડ્યાં. એકવાર એ બધાં નિયમ તરીકે–સિદ્ધાંત તરીકે સ્થાપિત થયાં એટલે પછી દુનિયાભરના ઇતિહાસમાં જ્યાં જ્યાંથી આને આધાર કે સમર્થન મળે એવી ઘટનાઓ તેમ જ વિચારોના અભ્યાસમાં મશગૂલ થઈ જવાનું હોય. અહિંસાની સાધના કરતાં કરતાં ગાંધીજીને રેંટિયો જડ્યો તો પછી રેંટિયામાં ગૂંથાઈ જવાનું. છેક ૧૯૧૯-૨૦માં એમણે આપણા કાપડ–ઉદ્યોગનો કરુણ વિનાશ વર્ણવતાં બ્રિટિશ રાજ્યના અમલના પ્રારંભિક ઇતિહાસનું દર્શન કરાવવા 'હિંદ કેમ પાયમાલ થયું ?' તેની લેખમાળા આપેલી પોતે વણાટકામ શીખ્યા કાતવા-પીંજવાનું તો બહુ સુંદર જાણતા અને વસ્ત્રની બાબતમાં સ્વાવલંબી થવા નિયમિત કાતતા કોઈ પણ કામ એકવાર હાથમાં લીધું એટલે એમાં આરપાર નીકળી ગયે જ જંપે વિજ્ઞાનયુગમાં રેંટિયાની વાતને હસી કાઢનારાઓને મહાદેવભાઈ બતાવે કે દુનિયાભરમાં આજે પણ કયા ક્યા દેશમાં રેંટિયા ચાલે છે અને લોકજીવન પર તેની કેવી અસર છે. યુરોપના દેશોના ગામડાંઓમાં રેંટિયાપ્રવૃત્તિ લોકોને કેવી ઉપકારક છે, કેનિયામાં રેંટિયાનો જીર્ણોદ્ધાર કેમ થયો, વગેરે અનેક પ્રકારની રસપ્રદ માહિતી પીરસ્યા જ કરે સત્યનિષ્ઠાથી ભરપૂર એવો સાચો 'હિંદુસ્તાનનો ઇતિહાસ' લખનાર અંગ્રેજ સજ્જન મિ હેવલ જેવા કલાપ્રેમીના અનુભવો રેંટિયાપ્રવૃત્તિના સમર્થનમા લાવી મૂકે ૧૨૫ વર્ષ પહેલાં મિ કોલબ્રુકે લખેલ 'બંગાળની ખેતી' નામનુ પુસ્તક જોઈ જઈને તેમાંથી ખાદીનુ સચોટ સમર્થન કાઢી બતાવે. લગભગ ૬૦ વરસ પહેલાં મુક્તિ-
[illegible] ને હિંદુ[illegible]નની [illegible]ખી [illegible]

પૃથક્કરણ કર્યું અને તેના નિવારણના ઉપાયો માટે સિદ્ધાન્તો નક્કી કરી એ ઉપાયોનાં ચોક્કસ લક્ષણો નિશ્ચિત કર્યાં. આવા કોઇ ઉપાય હાથ કરવા માટે તેઓ ઘણા મથ્યા, પણ પોતે જ સૂચવેલાં લક્ષણો અને સિદ્ધાન્તોને આવરી લે એવો કશો ઉપાય ખોળી શકયા નહિ. ગાંધીજીનો રેંટિયો ક્રી અજબ રીતે એ બધા કોયડાના જવાબરૂપ એક માત્ર સચોટ ઉપાય છે એનું પેલા અંધારામાં આથડનારાઓને મહાદેવભાઇએ ભાન કરાવ્યું.

'ખાદીમાં તો રોજના માંડ બે-ત્રણ આના મળે, એમાં તે ખાદી કયાંથી ચાલવાની હતી! એ કરતાં માણસ કારખાનામાં ન જાય!' હિંદુસ્તાનનાં ઉદ્યોગ-ધંધા, સરેરાશ આવક અને ભયંકર ગરીબાઇ વિષે ભારે અજ્ઞાન ધરાવતા વાત-ડાહ્યાઓની પાસે તો મહાદેવભાઇ જ્યારે એવી નક્કર હકીકતો લાવીને મૂકે કે હિંદુસ્તાનમાં ઘણી જગાએ-અરે, ટાટા કં. ના કોન્ટ્રેક્ટરો મારફત ચાલતી કાચા લોઢાની ખાણો ખોદવામાં પણ-મજૂરોને સરેરાશ ત્રણ પૈસા મળે છે, ને તે સ્થિતિમાં હજારો મજૂરો કામ કરે છે, ત્યારે જ આંખ ઊઘડે અને એવા લાખો માણસો માટે ખાદીકામ કેવું ઉપકારક છે તેનો ખ્યાલ આવે. વળી બાપુજી જ્યારે પેટપૂરતી રોજીનો સિદ્ધાંત ખાદીકામમાં દાખલ કરવાની વાત કરે અને કાર્યકરો પણ ચમકી જાય, ત્યારે ટાટા કં. માં જ મેનેજર તરીકે કામ કરતા અંગ્રેજ ગૃહસ્થ મિ. કીનન જેવાનાં મજૂરોની સ્થિતિ વિષે દિલ કંપાવનારાં વર્ણનો રજૂ કરીને પેટપૂરતી રોજીનો ગાંધીસિદ્ધાંત કેટલો અનિવાર્ય છે તે સમજાવી લે.

૧૯૩૪ પછી ગાંધીજીએ ગ્રામોદ્યોગ સંઘની સ્થાપના કરી. મોટાં કારખાનાંઓ અને નાના ગૃહઉદ્યોગોની ચર્ચા દેશભરમાં

ચાલવા લાગી. ગાંધીજીની સૂક્ષ્મદૃષ્ટિ એકવાર સત્યનું દર્શન કરી લ્યે પછી ગમે તેટલા વિરોધી વાયરા વચ્ચે પણ તેમના પ્રયોગો અવિચળ શ્રદ્ધાથી ચાલતા જ રહે. નાના પાયા પર એનાં સુંદર બોધક પરિણામો આવે અને એ દિનપ્રતિદિન વ્યાપક થતાં જાય ત્યારે જ લોકોને વિશ્વાસ બેસવા માંડે. પણ પરદેશી શિક્ષણ અને સંસ્કારથી રંગાયેલા વર્ગને તો ભય જ લાગે ને કે યંત્રયુગમાં આ બધું ક્યાં સુધી ટકી શકશે? આમ કરીને તો ગાંધીજી આપણને મૂળ જંગલી ગામડિયા જીવન તરફ લઇ જશે વગેરે. યંત્રજાળથી અંજાયેલા અને પશ્ચિમનું અર્ધ-શસ્ત્ર પદેલા આપણા આ શિક્ષિત વર્ગને તો સ્વદેશી પાણી પરદેશી પ્યાલામાં ભરીને પાય ત્યારે જ ગળે ઊતરે. મહાદેવભાઇ તો તુરત જ પશ્ચિમના ઉદ્યોગપ્રધાન દેશોમાં વિરાટ કારખાનાંઓને પરિણામે સમાજજીવન ઉપર કેવી કેવી અસર થાય છે તે વિષેનો અભ્યાસ કરવામાં ને વિદેશી લેખકોનાં પુસ્તકોમાંથી જરૂરી અને ઉપયોગી માહિતી એકઠી કરવામાં લાગી જ ગયા હોય આને અંગે પોતાને હાથ લાગેલાં 'ધિસ અગ્લી સિવિલિઝેશન' અને 'મેન એન્ડ મશીન' જેવાં કેટલાંય સુંદર સુંદર પુસ્તકોનો પરિચય કરાવે અને સામાન્ય વાંચનાર માટે એના સારરૂપ કેટલીક તારવણી આપી દે. કારખાનાં–કારખાનાંની બૂમ પાડનારાઓને એકવાર શ્રી. વટ્ટલના 'પોપ્યુલેશન પ્રોબ્લેમ ઇન ઇન્ડિયા' નામના પુસ્તકમાંથી કેટલાક આંકડા તારવીને સમજાવ્યું કે હિંદભરના તમામ મોટા ઉદ્યોગો–શણ, ચા, કોલસા, કાપડ, ખાંડ, લોખંડ, પોલાદ, તેલ, દીવાસળી, વગેરે–માં જેટલાં માણસો રોકાયા છે અને વધુમાં વધુ એમાં જેટલાનો સમાવેશ કરી શકાય તેમ છે તેની કુલ સંખ્યા થોડા લાખથી વિશેષ નથી. આવા થોડાક લાખ મજૂરોને બાદ કરતાં કરોડો બેકારોને માટે ખાદી કે

ગ્રામોદ્યોગો સિવાય કોણ રોજી અને રક્ષણ આપી શકે તેમ છે એ પ્રત્યે ધ્યાન ખેંચ્યું. પશ્ચિમના દેશોની સાચી પરિસ્થિતિ વિષે અજ્ઞાન સેવનારાઓને આજે ઈટલીના વસ્તીપત્રકમાંથી તો કાલે જૂના લાપ્લાંઝો જેવા આંકડાશાસ્ત્રીઓનાં કથનોમાંથી પુષ્કળ હકીકત તારવીને તેમનો જ અભિપ્રાય ટાંકે કે દુનિયાના સુખી અને સમૃદ્ધ દેશ ફ્રાન્સની સમૃદ્ધિનું[1] કારણ તેનાં કારખાનાં નહિ પણ કારખાનાં હોવા છતાંય તેની સામે ટક્કર ઝીલનારા નાના ઉદ્યોગો ચલાવનાર કારીગરો અને ખેડૂતોએ જ ફ્રાન્સને સમૃદ્ધ બનાવ્યું છે લ્યાંનું વિશ્વવિખ્યાત રેશમ કારખાનાંમાં નહિ પરંતુ હજારો વણકરો હાથશાળ ઉપર વણીને તૈયાર કરે છે. કોઈ વાર વળી જે. એલ. ગ્રીનની 'વિલેજ ઇન્ડસ્ટ્રીઝ ' એ નેશનલ ઑબ્લિગેશન ' જેવી બોધક ચોપડીમાંથી બોધપ્રદ હકીકતો તારવીને ઇંગ્લંડમાં ગૃહઉદ્યોગનું કેવું કામ ચાલી રહ્યું છે અને ગ્રામોદ્યોગને ઇંગ્લંડમાં પણ લેખકે રાષ્ટ્રધર્મ શા માટે ગણાવ્યો છે એનો પરિચય આપે, તો કોઈ વાર વળી ' લંડન ટાઇમ્સ' જેવાં અખબારોમાં ઇંગ્લંડનાં ગામડાંઓ વિષે લેખમાળા લખનાર લૉર્ડ અર્નલ જેવાનાં આવાં વચનો ટાંકી બતાવે કે, 'યંત્રોએ કેટલાક માણસોને માટે પાર વિનાનાં સાધન પેદા કરીને તેમનું જીવન હળવું અને હાડમારી વિનાનું કર્યું છે ખરું, બાકી જમીનને આધારે જીવનારા લાખો-કરોડોનું જીવન તો ઊલટું કઠણ અને મુશ્કેલીવાળું બનાવી દીધું છે. ' નવા યુગની યંત્ર-ઝડપની ઘેલછાએ કેવી આફત ઉતારી છે તેનાં વિદેશી લેખકોએ આપેલાં જીવંત ચિત્રો આપે અને લૉર્ડ હાર્ડર જેવા આ જમાનાના પ્રમાણભૂત દાક્તરોનાં આવાં ઉત્તમ વિચારરત્નો આપેઃ ' કોદાળી ને રેંટિયો આપણામાંથી ગયાં તેની સાથે જીવનમાંથી નિરાંત ગુમાવી બેઠા છીએ......હું આવા આદમના

વખતમાં પાછા જવાનું નથી કહેતો, પણ આજના જમાનામાં જે સ્ત્રી-પુરુષો પોતાનાં શરીર-મનમાં નવું જીવન ને નવી ભાવનાનો સંચાર અનુભવવાનું ઇચ્છતાં હોય તેમને રોજ એક કલાક કાંતવાની અથવા ખોદવાની ભલામણ કરું છું. ઇંગ્લંડના અમીર કુટુંબના આ યંત્રયુગી વિદ્વાનોના આવા સ્પષ્ટ અભિપ્રાયો ગાંધીજીના સિદ્ધાંતોના સમર્થનમાં વીણી લાવે, પછી આળસ, અણગમો અને પૂર્વગ્રહ સિવાય કોઈ બચાવ ટકી શકે ખરો !

ગાંધીજી કરોડો ગરીબોના આરોગ્યની દૃષ્ટિએ યુક્તાહારના અખતરા કરે તો વળી એને અંગેની ઢગલાબંધ માહિતી એકઠી કરવા માંડે. દેશ-વિદેશનાં આહારશાસ્ત્રનાં પુસ્તકો ને સામયિકો ઉથલાવવા માંડે. પ્રોટીન-વિટામિનની સમજણ આપતી ને સામાન્ય માણસને રોજના આહારમાં ઉપયોગી નીવડે એવું માર્ગદર્શન કરાવતી સૂચનાઓ અને લેખો આપે. પછી આ દિશામાં જ્યાં ક્યાંય પ્રયોગો ચાલતા હોય તેનાં બયાન એકઠાં કરે ખબર પડે કે દક્ષિણ ભારતમાં ખ્રિસ્તી મિશનરીઓ તરફથી ચાલતી કોઈ સંસ્થામાં કરડ ચોખા વાપરવાને કારણે વિદ્યાર્થીઓનું વજન વધ્યું છે તો તેની માહિતી મેળવીને એનું પત્રક છાપી જ દીધું હોય. દૂધ-ઘીની અવેજીમાં મૂકી શકાય એવી વસ્તુની શોધ માટે ગાંધીજી સોયાબીનના અખતરા કરવાનું નક્કી કરે તો તુરત એમાં કેટલી ચરબી, પ્રોટીન, વિટામિન વગેરે છે તે બધું જાણી લ્યે; અમેરિકા વગેરે દેશોમાં ક્યાં કેટલું વાવેતર સોયાબીનનું થાય છે, ત્યાંના લોકોમાં એ વિષેનો રસ અને વપરાશ કેટલાં વધતાં જાય છે તેવી હકીકતો શોધી કાઢે. વળી આપણા લોકોને એમાં રસ પડવા માંડ્યો છે એવું જાણે કે

તુરત તેમાં કેટલાં પૌષ્ટિક તત્ત્વો છે, ક્યાં ક્યાં અને કેવી જમીનમાં એ ઊગી શકે, એના પાકથી જમીનને કેવી અસર થાય, એને કેવાં હવાપાણી માફક આવે તથા કેટલું ખાતર જોઇએ, એવી બધી હકીકતો નિષ્ણાતો પાસેથી મેળવીને પ્રગટ કરે. મહાદેવભાઇ આવી આવી અનેક હકીકતો શોધી લાવે ત્યારે જ આપણને તો ખબર પડે કે સોયાબીનનો ઉપયોગ સૌથી વિશેષ ચીન અને જાપાનમાં થાય છે, અને ત્યાં લોકો ચોખાની સાથે માંસની જગાએ સોયાબીન વાપરે છે.

અરે, કોઇ રશિયન ચોપડીમાંથી વાંચ્યું હોય કે સૂરજમુખીનાં ફૂલમાંથી તેલ નીકળે છે તો નોંધપોથીમાં એ ટપકાવી લે અને કોઈ જર્મન વૈજ્ઞાનિક આશ્રમમાં અતિથિ તરીકે આવી ચડયો હોય તો તેને પૂછીને એ સંબંધી જ્ઞાન અને માહિતી એકઠાં કરી લ્યે.

બીડી-તમાકુ જેવાં વ્યસનની વાત હોય તો એ બધી વસ્તુમાં કેટલું ઝેર છે અને તેનો ઉપયોગ કરનારના દ્રવ્ય ઉપરાંત શરીર, મન અને આત્માનો કેવો વિનાશ થાય છે તેનો જગતભરના વિજ્ઞાનીઓ અને પ્રયોગવીરોએ કરેલ અવલોકન-અનુભવ વગેરેનો ચિતાર મહાદેવભાઈ તૈયાર કરી આપે.

આશ્રમમાં સાપ નીકળે અને ગાંધીજીનું ધ્યાન એ પ્રશ્ન રોકે કે તુરત જ મહાદેવભાઇ એ વિષયના અભ્યાસમાં રોકાઇ જ ગયા સમજવા. પછી સાપની જાતો, કયા કયા સાપ ઝેરી, એના ઉપાયો કેમ લેવા વગેરે ઉપયોગી માહિતી તજ્જ્ઞો પાસેથી તેમણે એકઠી કરી લીધી જ હોય.

ગાંધીજીએ વર્ધાયોજનાનો—પાયાની કેળવણીનો—પ્રશ્ન હાથ ધર્યો અને વળી ભણેલા લોકો ભડકી ઊઠયાઃ 'આ તો છોકરાં-

ઓને મજૂર બનાવવાનું કારખાનું થઇ જશે. આવી તે કંઇ કેળવણી હોય!' એ પ્રકારની બૂમ ઊડવા માંડી. અંગ્રેજી અક્ષરોથી રીઝનારાઓને ત્યારે જ સંતોષ થાય ને, જ્યારે યુરોપ-અમેરિકાના કોઇ કેળવણીકારનું આના સમર્થનમાં કંઇ અંગ્રેજી લખાણ જડે? વળી પાછા મહાદેવભાઇ કેળવણીના ધુરંધરોએ ચલાવેલા પ્રયોગો વગેરેનું સાહિત્ય અને તેને લગતા ગ્રંથો ઉથલાવવામાં પડી જાય. મેક્સિકોમાં દરેક શાળા સાથે જમીનનો ટુકડો રાખીને જ કેળવણીનું કામ ચાલે છે એવી હકીકત લાવી આપે. અત્યાર સુધીની કેળવણી સાવ નિષ્ફળ ગઇ છે એવું ગાંધીજીના શબ્દોથી નહિ પરંતુ સરકારી તપાસના અહેવાલો-માંથી જ આંકડા, હકીકતો તેમ જ નિષ્ફળતાના એકરાર ટાંકી ટાંકીને બતાવી આપે. સ્વિટ્ઝરલૅન્ડના ડૉ. પ્રોવા, વિલિયમ નડસન જેવા અમેરિકન અમલદારનાં લખાણોનો પરિચય કરાવે. જ્યાં ક્યાંયથી એમને કેળવણી સંબંધમાં ઉત્તમ ઉત્તમ લખાણ નજરે ચડે તે બધું જોઇ જઇને તેમાંથી આવાં આવાં વિચાર-મૌક્તિકો વાંચનારને ભેટ ધરે :

"હાથકેળવણી સિવાય મગજની કેળવણી થઇ શકે નહિ, હાથ વાપરવાની શક્તિ વધે તેમ મનની શક્તિ વધે, એટલું જ નહિ પરંતુ હાથ ન વાપરવાથી જ્ઞાનતંતુની શક્તિ લાંબે કાળે ધીમે ધીમે જોખમાય છે."

—અમેરિકાની ટૅમ્પલ વિદ્યાપીઠના લલિતકળાના નિયામક
ઓરીસ બ્લાઇ

"પુસ્તકિયા શિક્ષણે વરસો લગી કળાનો યોગ્ય વિકાસ રોકયો છે. એ ખોટી કેળવણીથી આપણે આપણાં બાળકોનાં મન રુંધ્યાં છે ને અવળે માર્ગે ચડાવ્યાં છે. સંહાર અને

વિનાશ અટકાવવો હોય તો સર્જનવૃત્તિવાળાં મનની જરૂર છે ને તે હાથઉદ્યોગની કેળવણીથી જ થઇ શકે."

—'સ્કૂલ ઓફ આર્ટસ' નામના અમેરિકન માસિકમાંથી

યુરોપ–અમેરિકાના સુપ્રસિદ્ધ કેળવણીકારોનાં આવાં લખાણો ઢગલાબંધ સાહિત્યમાંથી તારવી તારવીને લોકો સમક્ષ ધરતા રહે, પછી વર્ધાયોજના ગાંધીજીની કોઇ ધૂડી નિશાળ જેવી અવૈજ્ઞાનિક જુનવાણી પદ્ધતિ છે એવો પૂર્વગ્રહ કોના આધારે ટકાવી શકે? અરે, સાધારણ લોકો માટે તો બધું વાંચે ને તારણ કરે, પરંતુ એબટ અને વૂડ જેવા સમર્થ કેળવણીકારોએ હિંદની કેળવણીવિષયક તપાસ કરીને જે વિચારો ને અભિપ્રાયો લખ્યા તે બધું વાંચી જઇને તેનું તારણ કરી લઇને ગાંધીજીની વાતનું તે કેવું સરસ સમર્થન કરે છે એ પ્રત્યે મહાસભા–સરકારના કેળવણીપ્રધાનોનું લક્ષ પણ મહાદેવભાઇ જ દોરે

ગાંધીજી જેને પ્રાણપ્રશ્ન ગણે છે એવા હરિજન–પ્રશ્ન વિષે તો પૂછવું જ શું? અસ્પૃશ્યતાના પાપની સામે તો મહાદેવભાઇએ ભારે અતિ વેદનાપૂર્ણ અને નક્કર સમજાવટભરી તીક્ષ્ણ કલમ ચલાવી છે. ખ્રિસ્તી મિશનરીઓ અને ધર્માંતરના સવાલો વિષેનો તેમનો અભ્યાસ પણ એટલો જ ઊંડો. પૂના-કરાર પછી ડૉ. આંબેડકરે જે વલણ લીધું તેથી માત્ર હિંદુસ્તાનને જ નહિ પરંતુ ખુદ હરિજનોને જ સૌથી વિશેષ ગેરલાભ છે એ સમજાવવા તેમણે પોતે તો લખ્યા જ કર્યું, અને ડૉ. આંબેડકરની આંખો ઉઘાડતા, તેમના વલણને ટેકો આપનાર રાજ્યની જાતિના વિદેશવાસી અંગ્રેજ અભ્યાસીઓની કલમમાંથી જ ગાંધીજીના અભિપ્રાયનું સમર્થન કરનારા ઉતારા આપી આપીને ભેટ ધરવા માંડયા.

રસ આથી જીવનના નાનામોટા તમામ પ્રશ્નો, જે કર્તવ્યપથે જતા ઊડે, તે તમામનો અભ્યાસ કરવામાં એકસરખાં જ રસ, ઉમંગ અને તત્પરતા તેઓ બતાવી શકતા

*

આવી આવી અનેક રચનાત્મક બાબતોમાં અભ્યાસ અને લેખન સિવાય અન્ય લેખનમાર્ગ પણ કયા ખોલુ રહેતુ ? મહાસભાનાં ઉ સાહ-છતમતાં વિગત અધિવેશનો હોય, ગાંધી સેવા સંઘનાં સૂક્ષ્મતરનદષ્ટિથી ઝનકતાં વાર્ષિક સમેલનો હોય કે મહાસભાનાં કલાગ ગી જગી પ્રદર્શનો હોય-એ બધાનો સજીવ પરિચય કોણ કરાવે ? વાંચનાર જાણે પોતાની નજર સમક્ષ જોતો હોય એવા દૃશ્ય વર્ણનો, લોકરુચરણીની દૃષ્ટિએ અપાતી પ્રદર્શનની સમજૂતી અને નવા વરસે પ્રદર્શન ભરનારને ઉપયોગી તેમ જ માર્ગદર્શક નીવડે એવી ગર્ભિત સૂચનાઓ-એ બધુ મહાદેવભાઈની સર્વગ્રાહી અને ધારાવહી કલમ જ કરી શકે ગાંધીજીના દેશવ્યાપી પ્રવાસો અને ગોળમેજી પરિષદ વખતનો વિલાયતનો પ્રવાસ-એ બધાના અનેકવિધ માહિતી અને બોધપ્રદ સામગ્રીથી ભરેલાં વર્ણનો વાંચીને માણસને એમ જ થાય કે પોતે જ જાણે ગાંધીજી સાથે પ્રવાસ કરી રહ્યો છે

સ્વરાજ્યલને અર્થે ચાલતી કોઈ પણ પ્રવૃત્તિ, સસ્થા કે ગમે તેવા નાનકડા માણસનુ પુણ્યકાર્ય બાકી જ એમની રચનાત્મક દૃષ્ટિએ ચકા પછી શબ્દાવનાર પામ્યા વિના રહ્યુ નથી દેશવિદેશની પ્રસિદ્ધ સસ્થાઓ અને પ્રવૃત્તિના તેમના અહેવાલોથી વીસ વરસનાં 'નવજીવન' અને 'હરિજન'-પત્રોનાં પાના ભરપૂર પડ્યાં છે

ગાંધીજીની પાસે દેશવિદેશનાં અનેક વિખ્યાત માણસો આવે

એ બધાંને આપણે તો ક્યારે જોવાના હતા? પોતપોતાના વિષય અંગેની ગાંધીજી સાથેની ચર્ચાના રસભર્યા સંવાદો અને એ અતિથિઓ તથા તેમની પ્રવૃત્તિ વિષેના ટૂંકા પરિચયોથી આપણે દુનિયાનાં કેટકેટલાં માણસો તથા પ્રવૃત્તિ વિષે તેમની મારફત જાણી શકયા છીએ! ઠેઠ ૧૯૧૯થી માંડીને આજ સુધી એમણે આપણા દેશનાં નરરત્નોનો પરિચય તો કરાવ્યો જ છે. અલીભાઈઓ, બડોદાદા, રવીન્દ્રનાથ ઠાકુર, માલવીયજી, મોતીલાલજી, કૃપલાનીજી, વિનોબાજી, કાકાસાહેબ, ડૉ. મજરૂલ હક સાહેબ, દેશબંધુ, લાલાજી, સુરેન્દ્રનાથ બેનરજી, જમનાલાલજી, ઘનશ્યામદાસ બિડલા, ડૉ. રૉય, ડૉ. રમણ-કેટલાક ગણાવવા? કોઇ એવી જાણીતી વ્યક્તિ નથી કે જેમના વિષે કાં તો એમના કોઇ મહાન કાર્યને પ્રસંગે કે અવસાન જેવા દુઃખદ પ્રસંગે આપણને સાચો પુણ્યપરિચય મહાદેવભાઇની કલમ દ્વારા ન મળ્યો હોય. સરહદના ગાંધી અને ડૉ. ખાનસાહેબને ખુદાઇ ખિદમતગાર તરીકે વિશાળ દુનિયાએ ઓળખ્યા મહાદેવભાઇની કલમ દ્વારા. મૌલાના આઝાદ સાહેબને વિષે કંઇ જાણવું હોય તોયે મહાદેવભાઇએ આલેખેલ જીવન-પરિચય જોવો પડે. આવા પ્રસિદ્ધ પુરુષોને બાદ કરીએ તો કેટલાય અજ્ઞાત કર્મવીરો અને સેવકોનાં નામ અને કામથી તેમણે આપણને વાકેફ કર્યા જ કર્યા છે. નહિ તો ભેખ ધરીને ઓરિસ્સાનાં ગામડાં ખૂંદનાર ગુજરાતના સેવક જીવરામભાઇ ને તેનાં પત્ની, કાવિઠાના હરિજન-પ્રશ્ન પર કષ્ટ સહન કરનાર નાથાભાઇ, ખાનદેશ જિલ્લાના બાલુભાઇ મહેતા કે આપાસાહેબ પટવર્ધન ને તેમનો આશ્રમ, પીપરોદના રામભાઇ કે બાબલાના છોટુભાઈ, બારડોલીનાં તપસ્વિની ત્યાગી બેન મંજુબેન, મલબારના હરિજનસેવક

શામજીભાઈ ને કર્ણાટકના હરિજનસેવક હુલયાળકર—આ બધાં સેવકોને તેમ જ ઊંડે ખૂણે પડેલી તેમની પાવનકારી પ્રવૃત્તિને દેશ શી રીતે જાણી શકે અને તેમાંથી ઉચિત પ્રેરણા શી રીતે મેળવી શકે ? શાન્તિનિકેતનને તો દુનિયા જાણતી હોય, પણ ગંતુરના વિનયાશ્રમ કે મહારાષ્ટ્રના વૈશ્યવિદ્યાલયને કોણ જાણતું હોય ! સતીશબાબુની લોકોદ્ધારક સંસ્થાઓ વિષે આપણા રાષ્ટ્રીય કાર્યકરોમાંથી પણ કેટલાકને જ્ઞાન હશે ? બંગાળની મનચારી પ્રવૃત્તિ વિષે આપણે શું જાણીએ છીએ ?

વળી, વિદેશી અતિથિઓને લઈએ: દીનબંધુ એન્ડ્રૂઝ, પોલ રિશાર, પર્લબક કે લીન-યુન્-તાંગ જેવાં સુપ્રસિદ્ધ નામ તો મોટે ભાગે ઘણાખરાએ સાંભળ્યાં હોય અને એમનાં સત્કાર્યોનો થોડો-ઘણો પરિચય પણ હોય, પરંતુ ઇસુ ખ્રિસ્તની તોલે આવે એવી કક્ષાના ખ્રિસ્તી સાધુપુરુષ ડૉ. સ્વિટ્ઝર કે એવી જ કક્ષાના સાધુપુરુષ ડૉ. મોડ રૉઇડનનો આપણને શો પરિચય હોય ? કેદમાં પડ્યાં પડ્યાં આંતરરાષ્ટ્રીય શાંતિનાં સ્વપ્નાં સેવનાર સ્વિટ્ઝરલૅન્ડના પુણ્યાત્મા ડૉ. મેરેસોલનું નામ પણ આપણી પાસે ક્યાંથી આવ્યું હોય ! આશ્રમમાં વિદેશી અતિથિઓનો કંઈ પાર છે ! આજે વળી બોઅર યુદ્ધ બંધ કરાવનાર પુણ્ય ચરિત સતી સાધ્વી કુમારી એમિલી હોબહાઉસ આવે કે કાલે વળી ઇંગ્લંડથી દલિતોનાં ભગિની મ્યુરિયલ લિસ્ટર આવે, આજે લૉર્ડ લોથિયન સેગાંવના મહેમાન થઈને સૌની સાથે નીચે બેસી ભોજન કરતા હોય ને થાળી-વાટકો હાથે માંજી લેતા હોય તો વળી કાલે હિટલરનો પરિચારક કૅપ્ટન સ્ટ્રંક આવી ચડ્યો હોય, કોઈ વાર ડીક શેપર્ડ કે હિંદના પરમમિત્ર હોરેસ એલેક્ઝાંડર મહેમાન હોય તો કોઈ વાર ઑસ્ટ્રિયાથી સર જન્ડાગ

સ્ટિવન્સ જેવા પણ આવી ચડયા હોય, ઝેકોસ્લોવેકિયાના પ્રસિદ્ધ ખગોળવેત્તા કારેલ હુયેર આવ્યા હોય ને સ્વિટ્ઝરલૅન્ડના પ્રખ્યાત પ્રાણીશાસ્ત્રી ડૉ. રેહ્ર પણ આવ્યા હોય–આ બધાંનો પરિચય અને ગાંધીજી જેવા મહાન પુરુષની સાથેની આ બધાં વિખ્યાત લોકોની વાતચીત આપણને તો ક્યાંથી સાંભળવા મળે? કોઇ વાર ગાંધીજીની ધર્મનિષ્ઠાથી આકર્ષાઇને તેમને ખ્રિસ્તી બનાવવાના લોભે કોઈ ચુસ્ત ખ્રિસ્તી વૃદ્ધા આવી ચઢ્યાં હોય તો કોઇ વાર કૃત્રિમ સાધનોથી સંતતિનિયમન કરીને જગતને દુઃખમુક્ત કરવાના ઘેલા તરંગો સેવનાર કોઈ માર્ગારેટ સૅંગર કે હાઉમાર્ટિન જેવાં બહેનો આવી ચઢ્યાં હોય. એમની વિચારસરણીનો અને એમના દેશોની આ બાબતની સ્થિતિ તથા લોકમાનસ વિષે આપણને કોણ પરિચય કરાવે? તુર્કસ્તાનનાં પ્રસિદ્ધ મહિલા મેડમ હલીદ અદીબ હનુમ, ચીનના રાષ્ટ્રવીર ચાંગ–કાઇ-શેક અને તેમનાં પત્ની, લોકસેવાર્થે સુખોપભોગત્યાગી રાજ-કર્તા વગેરેનું અભિમાન છોડી ગરીબોની સેવા સ્વીકારનાર એક વખતના ચીનના વિદેશમંત્રીની ભત્રીજી શ્રીમતી તિયો, શસ્ત્ર-યુદ્ધની પ્રચંડ વિરોધી અને જાપાનની 'નવજીવન–પ્રવૃત્તિ'ની પ્રતિ-નિધિ શ્રેષ્ઠ મહિલા ડૉ. ટોમીડા કોરા, બૌદ્ધ સાધુ ડૉ. ફાથી કે થોડા દિવસ આશ્રમજીવન ગાળવાની ઇચ્છાથી આવેલ કોઇ જાપાની સાધુ–આ સૌ મહાન સ્ત્રીપુરુષોનો જીવનઉદ્દેશ, તેમની પ્રવૃત્તિનો અને તેમના દ્વારા તેમનાં દેશ, લોકો, રીતરિવાજ અને વિચારોનો ખ્યાલ આપણને મહાદેવભાઈની રસાળ કલમ દ્વારા મળ્યા જ કર્યો છે આપણા દેશમાં જ ચાલતી કેટલીયે પુણ્ય પ્રવૃત્તિ અને તેનું સંચાલન કરનાર પુણ્યાત્માઓને પણ આપણે ક્યાંથી પૂરા ઓળખી શકીએ? સર ડૅનિયલ હેમિલ્ટનની જાગીરદારીનાં બંગાળના સુંદરવનમાં આવેલ લગભગ ૧૫થી ૨૦ ગામમાં

વર્ષો પહેલાંથી લગભગ વર્ધા–પદ્ધતિ અનુસાર બાળકોને ઉદ્યોગ-પ્રધાન અને ઉદ્યોગ દ્વારા કેળવણી આપવામાં આવે છે એની આપણામાંથી કેટલાને માહિતી હશે ! મિસ મેરી ચેઝલી અને મિસ મેરી બાર જેવી અંગ્રેજ કુમારિકાઓ હિંદમાં આવીને મધ્યપ્રાતનાં ઊંડાં ગરીબ ગામડાંમાં અભણ અજ્ઞાન અને કંગાલ લોકો વચ્ચે રેંટિયો, આરોગ્ય, સફાઈ અને શિક્ષણનું કામ લઈ લોકસેવા કરે એવી આપણી ભણેલી બહેનોને પ્રેરણા આપનારી કથાઓની આપણને કેટલી ખબર છે !

આવાં અનેક સત્પુરુષોનો પરિચય સાધવાનું, નાનામોટા અતિથિઓનો સત્કાર કરવાનું, અનેક પ્રતિનિધિમંડળો અને વ્યક્તિઓની ગાંધીજી સાથેની મુલાકાતો ગોઠવવાનું, ગમે તેવા ધૂની કે જક્કી માણસો આવી ચડે તેની સાથે ધીરજ અને મીઠાશથી પતાવવાનું, રાજકારણ સિવાયની બાપુની થોકબંધ ટપાલ વાંચવાનું ને તેમાં પેટમાં દુઃખવાથી માંડીને તત્ત્વજ્ઞાન સુધીના તમામ પ્રકારના સવાલો પુછાયા હોય તેના જવાબ પહોંચાડવાનું, અને આ બધું પોતાનાં રોજેરોજનાં મુખ્ય મહત્ત્વનાં કામોને આંચ ન આવવા દેવી એ રીતે કરવાનું–મહાદેવભાઈ આ બધું કેમ ઉકેલતા હશે તે સામાન્ય માણસની કલ્પનામાં પણ ન ઊતરે એવું છે.

મહાદેવભાઈનાં કામ, ઉદ્યમ, પરિશ્રમ, ખંત, જાગ્રતિ અને અનેકવિધ શક્તિઓનું વર્ણન કરવું મુશ્કેલ છે. બાપુએ સ્વરાજની જે કલ્પના કરી અને એને મૂર્તિમંત કરવા માટે જે જે ભગીરથ કાર્યો હાથ ધર્યાં એ બધાં કામ પાર પાડવા માટે બીજા અનેક સેવકોની જેમ મહાદેવભાઈએ પોતાની જાત સમર્પી દીધી અને પોતાની કર્મપરાયણતાથી સૌને ચકિત કરી દીધા.

તેમની અજબ અને વિવિધ કાર્યશક્તિ જોઈ ને દેશવિદેશના અનેક શક્તિધરો પણ અંજાઈ જતા હતા. એમના અવસાન પછી એકવાર 'બાપુનું આટલું બધું કામ હવે કોણ સંભાળશે !' એવી વાતચીત ચાલતી હતી ત્યારે શ્રી. દેવદાસભાઈએ કહેલું કે 'આવડા મોટા કામને તો મહાદેવભાઈ જ પહોંચી શકે. એમની ગેરહાજરીમાં અર્ધા ડઝન મંત્રીથી પણ પહોંચી વળવું કઠિન છે.'

## ૧૦

# સાહિત્યકાર અને પત્રકાર

મહાદેવભાઈ જેમ મંત્રી હતા એમ પત્રકાર પણ હતા. તેઓ શરૂઆતથી જ ‘ નવજીવન ’ અને ‘ યંગ ઇન્ડિયા ’ માં લખતા એ તો આપણે જાણીએ છીએ. વળી પંડિત મોતીલાલજીનું ‘ ઇન્ડિપેન્ડન્ટ ’ નામનું દૈનિક પત્ર ચલાવવા માટે તેઓ છેક ૧૯૨૨માં અલ્લાહાબાદ ગયેલા અને ૧૯૨૩-૨૪માં અન્ય સાથીઓ જેલમાં હોવાને કારણે એકલે હાથે ‘નવજીવન’ ચલાવેલું એ પણ આપણે જાણીએ છીએ. સફળ પત્રકાર થવા માટે ભાષા ઉપરનો કાબૂ, અખૂટ કાર્યશક્તિ, અવિચલ આત્મવિશ્વાસ, ત્વરિત નિર્ણયશક્તિ, સિદ્ધાંતનિષ્ઠા વગેરે ગુણો તો ખૂબ જ આવશ્યક ગણાય, પરંતુ એના કરતાંય નીડરતા અને ન્યાયનિષ્ઠાની જરૂર તો અનિવાર્ય ગણાવી જોઈએ. સારા સારા ગણાતા માણસો પણ ખરે ટાણે પૂરા નીડર રહી શકતા નથી અને પોતાનાં સાથીઓ કે સ્વજનો સામે લડવાનું આવે ત્યારે તો ઘણાખરા ઢીલા જ થઈ જાય છે. મહાદેવભાઈ પત્રકાર તરીકે ઘણા જ નીડર હતા. અસહકારના દિવસોમાં જ્યારે દેશમાં તીવ્ર વિચારભેદ ઊભો થયો અને અસહકારના વિરોધીઓ સાચા-ખોટા

આક્ષેપ ચલાવવા માંડયા ત્યારે દેશબંધુ દાસ કે નરકેસરી લાલાજી જેવા સામે કલમ ઉઠાવતાં તેઓ અચકાયા નહોતા. ખેડા જિલ્લાના પોતાના પ્રિય સાથીઓ શ્રી. ફૂલચંદભાઈ વગેરેએ જ્યારે સ્વરાજવાદીઓની ચૂંટણીમાં સહકાર આપવાનું વલણ અખત્યાર કર્યું ત્યારે તેમના પર પણ પ્રહાર ચલાવતાં ક્ષોભ પામ્યા નહિ. ૧૯૩૭–૩૮માં મહાસભાનાં પ્રધાનમંડળો ચાલતાં હતાં એ દરમિયાન કાનપુર, લખનૌ વગેરે સ્થળે ફાટી નીકળેલાં રમખાણોને કાબૂમાં લેવા માટે મહાસભાવાદી પ્રધાનોએ લશ્કર અને હિંસાનો આશ્રય લીધો ત્યારે, અને મધ્યપ્રાંતના કેટલાક પ્રધાનોએ લાગતાવળગતાને મોટી સરકારી નોકરી અપાવ્યાની તેમ જ અન્ય અપકાર્યો કર્યાની વાત પ્રગટ થઈ ત્યારે તેમની સામે પણ કલમ ચલાવવાનો ધર્મ તેઓ ચૂકયા નહોતા. પત્રકારને માટે હિંદુસ્તાનમાં ગાંધીજીએ જે મહાન ઊંચો અને વિકટ આદર્શ રાખ્યો છે તેને તેઓ ખૂબ જ કુશળતાપૂર્વક પહોંચી શકયા હતા એ જગજાહેર હકીકત છે. ૧૯૩૬માં ગુજરાતી સાહિત્ય પરિષદ વખતે પત્રકારિત્વ–વિભાગના પ્રમુખપદેથી મહાદેવભાઈએ જે ભાષણ આપેલું તે હિંદુસ્તાનના પત્રકારિત્વના ઇતિહાસમાં કાયમ યાદ રહી જાય એવું ગણાશે. જેમને પત્રકારિત્વ દ્વારા ખરેખર જનહિત સાધવાની ભાવના હોય તેમને મહાદેવભાઈનું એ અભ્યાસપૂર્ણ અને અનુભવ–નીતરતું ભાષણ સદાય માર્ગદર્શક બની રહેશે.

ભાષા ઉપર તો તેમનો અસાધારણ કાબૂ હતો. એક ભાષામાં બોલાતું હોય તે સાંભળતાં સાંભળતાં જ તેઓ બીજી ભાષામાં સીધો તેનો અનુવાદ લખી શકતા. આપણે ત્યાં હજુ વર્તમાનપત્રોનું સાહિત્ય ક્ષણજીવી ગણાય છે, એમાં ભાષા કે

જોડણીની પણ ખાસ કોઈ કાળજી રાખતું નથી, ત્યાં સાહિત્ય-તત્ત્વની તો વાત જ ક્યાં કરવી ? વિચારોનું ઊંડાણ પણ બહુ ઓછું. આની સામે 'નવજીવન'-પત્રોએ જે ઉજ્જવળ આદર્શ રજૂ કર્યો છે તેમાં મહાદેવભાઈનો ફાળો નાનોસૂનો નથી. રાજકારણ વિષેનાં એમનાં બહુમૂલ્ય લેખો, સંવાદો, વર્ણનો, નોંધો વગેરે અભ્યાસપૂર્ણ સામગ્રી અને વિચારોના ઊંડાણને કારણે તો ચિરંજીવ બન્યાં છે, પણ તે ઉપરાંત ભાષા અને સાહિત્યની દૃષ્ટિએ પણ ચિરંજીવ નીવડે એટલાં સુંદર છે.

વડીધારાસભાની ફારસભરી બેઠક કે વાઇસરૉયના ખાણાના દંભી ને નાટકી મેળાવડાનું રમૂજી પણ વેધક અને દર્દભર્યું વર્ણન હોય, બંગાળ-બિહારનાં ગામડાં, દક્ષિણનાં મંદિરો કે બ્રહ્મદેશ-લંકાના સાધુઓનું વર્ણન હોય, બિહારનો પડદો કે મદ્રાસની દેવદાસીની કલંકિત પ્રથાનું ચિત્ર હોય, કાશીનું પ્રખ્યાત ભારતમાતાનું મંદિર હોય કે નવી દિલ્હીનાં રાજભવનો પાસેનાં તૂટેલાં ઝૂંપડાં હોય કે પછી બાપુની સેગાંવની ઓરડીનું વર્ણન હોય-બધાં એટલાં સજીવ, તાદૃશ તથા એટલાં જ રસિક અને બોધપ્રદ હોય અને મૂળ રાજકીય કે સામાજિક હેતુની દૃષ્ટિએ લખાયેલાં છતાંય સાહિત્યનાં કલા અને રસથી ઊભરાતાં હોય.

તેઓ ગમે તેટલા ઊંડા રાજકારણમાં ભલેને પડ્યા હોય, પરંતુ એમની સૌંદર્ય અને કલાની દૃષ્ટિ સુષુપ્ત ન રહી શકે. ગાંધીજીના રાષ્ટ્રવ્યાપી પ્રવાસ દરમિયાનની જાહેર પ્રવૃત્તિનો દેશને પરિચય કરાવવાના ઉદ્દેશથી લખાતા સાપ્તાહિક લેખોમાં વચ્ચે ક્યારેક ક્યારેક દક્ષિણભારત, લંકા, બ્રહ્મદેશ, હિમાલય વગેરે સ્થળોની નિસર્ગની રમ્યતાનું સહેજ રસપાન કરાવવા જાય, પ્રાંતિપ્રાંતના સામાજિક રીતરિવાજો તેમ જ ભિન્ન ભિન્ન પ્રકાર-

નાં લોકોનું માનસદર્શન કરાવીને આ વિરાટ દેશ કેટલી વિવિધ-તાથી ભરપૂર છે, ક્યાં ક્યાં કેવી અદ્ભુતતા, કેવી કંગાલિયત, કેવાં જ્ઞાન, કેવાં ઘોર અજ્ઞાન અને કેવાં કારુણ્ય પડ્યાં છે એ બધાંનાં વર્ણનમાં વાંચનારને રસતરબોળ કરી મૂકે.

ભાષા અને સાહિત્યનો તેમને નાનપણથી જ રસ હતો. કૉલેજમાં પણ તેઓ સાહિત્યનો વિષય લઈને ગ્રૅજ્યુએટ થયા હતા. આપણે જોઈ ગયા કે ૨૨ વરસ જેટલી નાની ઉંમરમાં જ મોર્લિના 'ઑન કૉમ્પ્રોમાઇઝ' જેવા કઠણ ગ્રંથનો તેમનો અનુવાદ સર્વોત્તમ ગણાયો. એ પછી ગાંધીજી સાથે જોડાયા એ અરસામાં ગોખલેજીનાં અંગ્રેજી વ્યાખ્યાનોના તેમના ગુજરાતી અનુવાદની પ્રસ્તાવનામાં ગાંધીજીએ તેમને 'ગૂર્જર સાહિત્યના પ્રેમી' તરીકે ઓળખાવેલા. તેઓ બંગાળી પણ સરસ જાણતા અને એ દિવસોમાં શરદ્બાબુની 'ત્રણ વાર્તા' તથા 'વિરાજવહુ' વગેરે ગુજરાતીમાં ઉતારીને ગુજરાતી જનતાને બંગાળી સાહિ-ત્યની રસપ્રસાદી આપેલી. પછી તો તેઓ એવા ભરચક કામના બોજા નીચે રહ્યા કર્યા કે લખવાના ખાસ પ્રસંગ ઊભા થાય કે ફરજ ઊભી થાય ત્યારે જ કંઈક લખાય. બારડોલી સત્યા-ગ્રહનો ઇતિહાસ, બે ખુદાઈ ખિદમતગાર, મૌલાના આઝાદનું જીવનચરિત્ર વગેરે આવી રીતે લખાયલાં પુસ્તકો છે. ઑક્સફર્ડ વિદ્યાપીઠે પોતાની શાળાઓના કુમારો માટે ગાંધીજીનું ટૂંકું જીવનચરિત્ર માગ્યું તો તે તૈયાર કરી આપ્યું. ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુરનાં કેટલાંક સુપ્રસિદ્ધ બંગાળી ગીતોના એમણે કરેલા સુંદર અનુવાદો હવે આજે તો ગુજરાતમાં ખૂબ જ પ્રચલિત થઈ ગયા છે. જવાહરલાલજીની આત્મકથા એ તેમની અનુવાદકળાનો સર્વ-શ્રેષ્ઠ નમૂનો મનાયો છે. જવાહરલાલજીનું શિક્ષણ અંગ્રેજી દ્વારા

જ થયેલું એટલે સ્વાભાવિક રીતે જ એમની આત્મકથામાં ઠેરઠેર અનેક પ્રસિદ્ધ અંગ્રેજ કવિઓની પંક્તિઓ વેરાયેલી છે. મહાદેવભાઇએ એ બધી કાવ્યપંક્તિઓને ગુજરાતી કવિતામાં ઉતારીને એમની કાવ્યશક્તિનો પરિચય આપ્યો છે.

એમનું સાહિત્યવિષયક વાચન કેટલું વિશાળ હશે એ તો ક્યારેક તેમના રોજના કામને અંગેનાં કે પ્રસંગોચિત લખાણોમાં વિશ્વસાહિત્યના અનેક સુંદર ગ્રંથોનો, કવિઓનો, લેખકોનો, એમના ઉદ્‌ગારો કે પંક્તિઓનો ઉલ્લેખ આવે ત્યારે જ આપણને ખ્યાલ આવે. ડૉ. જેકીલ અને હાઇડના ગુજરાતી ભાષાંતરમાં એમની પ્રસ્તાવના વાંચીએ ત્યારે જ ખબર પડે કે તેઓ આપણને એ પુસ્તક અને એના સમર્થ લેખકનો સરસ પરિચય આપતાં આપતાં, એડગર એલન પો, ટોલ્સ્ટોય અને બાલ્ઝાક જેવાનાં સુંદર પુસ્તકો તેમ જ 'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ' જેવી ઉત્તમ કૃતિઓનું પણ રસસ્મરણ કરાવી શકે છે. એમના વિશાળ વાચનની સાક્ષીરૂપ એક જ પ્રસંગ બસ થાય એવો છે: ગોળમેજી પરિષદ પ્રસંગે ગાંધીજી વિલાયત જતા હતા એ વખતે રાષ્ટ્રશાયર શ્રી. મેઘાણીએ બાપુનું હૃદયમંથન સજીવ કરતું ગીત ( છેલ્લો કટોરો ) રચેલું. શ્રી કનુ દેસાઇએ એવું જ એક ચિત્ર દોરેલું. માણસને પ્રશ્ન થાય કે ગીત ઉપરથી ચિત્ર સર્જાયું હશે કે ચિત્ર ઉપરથી ગીત ? મહાદેવભાઇએ આ ગીત–ચિત્રની ઘટનાને મળતી જ એક વાત એમના સ્મરણનિધિમાંથી કાઢી બતાવી પ્રાચીન ગ્રીક શિલ્પીની અમરકૃતિ 'લાઓકૂન'ના સર્જન પછી સૈકાઓ બાદ એ જ નામની એક કાવ્યકૃતિ પ્રસિદ્ધ જર્મન કવિ લેસિંગે સરજી. ઇતિહાસ ન જાણનારને તો પેલી શિલ્પકૃતિ અને આ કાવ્યકૃતિ જોઇને ઉપરના જેવો જ મૂંઝવણ થાય તેવું છે એ

રસિક હકીકતનું એમણે સ્મરણ કરાવ્યું ત્યારે એમના આટલા બહોળા વાચન વિષે કોને આશ્ચર્ય અને માન ઉત્પન્ન થયા વિના રહે! જગતભરના અનેક વિદ્વાનો અને કવિઓની શ્રેષ્ઠ કૃતિઓનો પરિચય તેમણે સાધ્યો જ હોય. લારકીનું 'આપણે ક્યાં જઇ રહ્યા છીએ?' * જેવું રાજકીય મહત્ત્વનું પુસ્તક તેઓ વાંચી જઇને આપણને પરિચય કરાવે તેની કંઇ નવાઇ ન લાગે, પરંતુ એક પ્રસંગે એક બહેને પૂછેલા પ્રશ્નના જવાબમાંથી આપણે જ્યારે જાણીએ કે 'સાહસના ક્ષેત્રમાં સ્ત્રીઓ'× જેવાં પુસ્તકો પણ એમની આંખ નીચેથી પસાર થયા વિના રહેતાં નથી, ત્યારે તો આશ્ચર્યનો પાર રહેતો નથી. એમ કહેવાય છે કે ઉપયોગી એવું લાગે જ કોઇ નવું પુસ્તક એમની નજર નીચેથી નીકળી ગયા વિના રહેતું હશે!

આપણું વર્તમાન ગુજરાતી સાહિત્ય કેવુંક નિર્માણ થઈ રહ્યું છે, ઊગતા કવિઓ-લેખકો આવતા યુગની ભાવનાને તેમ જ આદર્શોને કેટલેક અંશે ઝીલી શકયા છે અને તેમ કરીને સાહિત્ય દ્વારા ગુજરાતના જીવનને કેવુંક સમૃદ્ધ બનાવી રહ્યા છે એ જોવા-જાણવાની ઇચ્છાથી તેઓ ગુજરાતી પુસ્તકો, માસિકો, સામયિકો વગેરે નવાં પ્રકાશનો અવકાશ મળ્યે જોઇ જવાનું ચૂકતા નહિ. કેટલાક ઊછરતા અને આશાસ્પદ લેખકોની કાચી-પાકી કૃતિઓ પણ તેમને પ્રોત્સાહન આપવા ખાતર વાંચવાની રહેતી.

માતૃભાષાની તેમની અખંડ ઉપાસના કોઇ પણને માન ઉપજાવે એવી હતી. ગુજરાતી ભાષાનું રૂપ, વ્યક્તિત્વ અને

* Where do we go?

× Women in the Realm of Adventure.

બંધારણ ઘડવામાં આશ્રમ, વિદ્યાપીઠ અને 'નવજીવન'નો સર્વશ્રેષ્ઠ ફાળો છે એમ માન્ય રાખીએ તો એ ફાળામાં મહાદેવભાઈનો હિસ્સો ઘણો મોટો હતો એમ જરાયે સંકોચ વિના કહી શકાય. ખુદ અંગ્રેજોને પણ મુગ્ધ કરે એવું ઉત્તમ અંગ્રેજી બોલી જાણનાર મહાદેવભાઈમાં માતૃભાષા વિષેનાં પ્રેમ, અભિમાન અને આગ્રહ કેવાં ઉત્કટ હતાં તે દર્શાવતો એક સરસ પ્રસંગ યાદ આવે છે.

એકવાર '૩૦ના સત્યાગ્રહ—સંગ્રામ દરમિયાન મહાદેવભાઈ સાબરમતી જેલમાં સરદાર સાહેબને મળવા ગયા. સુપ્રિન્ટેન્ડેન્ટે કહ્યું કે તમારી વાતચીત હું સમજી શકું એટલા માટે તમારે અંગ્રેજીમા બોલવું પડશે, ગુજરાતીમાં વાતચીત નહિ ચલાવી શકાય. મહાદેવભાઈ કહે, 'એમાં વાંક તમારો કે મારો? ગુજરાતમાં સુપ્રિ. થવું અને ગુજરાતી ન જાણવું એ કેવું વિચિત્ર કહેવાય? હું તો મારા પિતાની સાથે અંગ્રેજીમાં બોલું તો વલ્લભભાઈ સાથે અંગ્રેજીમાં બોલું. બાકી તમો એવો આગ્રહ જ રાખશો તો હું મુલાકાત જવા દઈશ, પણ અંગ્રેજીમાં નહિ બોલું.'

ઉપરી સુપ્રિ.ને એ ઘૂંટડો ઉતારવો પડ્યો. તેઓ બોલ્યા, 'વારુ, ત્યારે એટલી શરતે તમે ગુજરાતીમાં બોલો કે હું ન સમજું ત્યાં મને અંગ્રેજીમાં સમજાવજો.'

મહાદેવભાઈએ કહ્યું, 'એ વાત બરાબર છે.' અને સરદાર સાહેબ સાથેની લાંબી મુલાકાત ગુજરાતીમાં જ ચાલી

માતૃભાષાનું ગૌરવ વધે, દિવસે દિવસે એ સમૃદ્ધ થતી જાય એને માટે તો તેઓ ગાંધીજી સાથે જોડાયા પહેલા મળવા આવતા ત્યારથી જ ગુરુમંત્ર મળી ગયો હતો એ આપણે જાણીએ

છીએ. પણ ભાષાઓનાં બંધારણ, રચના વગેરે શાસ્ત્રીય બાબતોમાં તેઓ ખૂબ રસ ધરાવતા હશે એવો ખ્યાલ શી રીતે આવે ? રાજકારણની આંટીઘૂંટીવાળા વાતાવરણમાં સદૈવ ડૂબી રહેલા મહાદેવભાઈ વ્યાકરણ અને વ્યુત્પત્તિની ઝીણી ઝીણી ચર્ચા કરતા હોય એવું કલ્પી શકાય કે ! એકવાર ત્રીજા વર્ગના ડબ્બામાં ગાંધીજી, પ્યારેલાલજી, મહાદેવભાઈ વગેરે પ્રવાસ કરતા હતા. હૃદયના ઔદાર્યની–ક્ષમાવૃત્તિની કંઈક વાતો નીકળતાં 'ચેરિટી' શબ્દ વપરાયો. ગાંધીજી પૂછે કે ' મહાદેવ, આ 'ચેરિટી' શબ્દ શેમાંથી થયો હશે?' મહાદેવભાઈ એનો મૂળ લેટિન ધાતુ કહે, અને ગુજરાતીમાં એના સમાનાર્થ ' દયા ' શબ્દના 'દય્' ધાતુમાંથી એનું સામ્ય કાઢી બતાવે. પંઢરપુરની યાત્રા નીકળે છે ત્યારે એક બળદને પોળો બનાવવામાં આવે છે. એ વિષેની કંઈ વાત આવી તો તુરત એ 'પોળો' શબ્દની ઉત્પત્તિ જાણવાની એમને ઇચ્છા થાય. એકવાર બારડોલી તરફ ગયેલા ત્યાં હાળી–પદ્ધતિની ચર્ચા ચાલતી હતી ત્યારે મહાદેવભાઈને થયેલું કે આ 'હાળી' શબ્દ શો રીતે બન્યો હશે ! અરે, તબિયતને કારણે બે દિવસ હૃષિકેશ ગયેલા તો ત્યાંયે સંસ્કૃતના પંડિતોને પૂછવા માંડ્યા કે હૃષિકેશ ઋષિકેશ કે રિખિકેશમાંથી સાચું શું અને શા માટે !

ભાષા અને સાહિત્યના તેમના સહજ રસને કારણે તેમણે ગુજરાતી, અંગ્રેજી, સંસ્કૃત, ઉપરાંત મરાઠી, બંગાળી, હિંદી અને ઉર્દૂ ભાષાઓ પણ સારી રીતે જાણી લીધી હતી અને તે તે ભાષાના સાહિત્યસરવરમાં તેઓ રસપૂર્વક અવગાહન કરી શકતા હતા. સાહિત્ય પ્રત્યેની આટલી ઉત્કટ અભિરુચિ છતાંય આપણે તેના જીવન પરથી જોઈ શકીએ છીએ કે તેમણે સાહિત્યને કદી

પોતાના ઇષ્ટદેવતાને સ્થાને બેસાડ્યું નહોતું. તેમની ભક્તિ તો સત્યનારાયણને અર્પણ થઈ હતી, અને સ્વરાજપ્રવૃત્તિ પણ એટલા માટે જ હતી ને ! સત્યની-સ્વરાજની સાધનાર્થે જેની જરૂર ન હોય એ વસ્તુ ગમે તેટલી સરસ કે આકર્ષક હોય તોયે એ તરફ ઢળવામાં યોગભ્રષ્ટ થવાય એમ માનીને તેને ત્યાજ્ય ગણી હતી. ' જ્હૅન ક્રિસ્ટોફર ' અને રોમે રોલાંની અન્ય ઉત્તમ કૃતિઓનો મૂળ ફ્રેંચમાંથી રસાસ્વાદ મેળવવાની ઇચ્છાથી ફ્રેંચ શીખવાનું શરૂ કરેલું, પરંતુ ભૂલ સમજાતાં એ રસનો તુરત પરિત્યાગ કર્યો. સાહિત્ય અને કલા એ તેમની સહજોર્મિ છે એમ ગુરુદેવ રવીન્દ્રનાથ જાણતા તેથી ઘણીયે વાર તેમને થોડા દિવસ શાન્તિનિકેતન આવીને રહેવાનું તથા તેમનાં મધુર ગીતોને ગુજરાતીમાં ઉતારવાનું આગ્રહપૂર્વક કહ્યા કરતા. ગુરુદેવ જેવી વિભૂતિનાં આવાં પ્રલોભનકારી આમંત્રણો પણ તેમને મૂળ ધ્યેયમાંથી આડાઅવળા ખેંચી શક્યાં નહોતાં.

ઘણા સાહિત્યકારોને હમેશાં અફસોસ રહ્યો છે કે મહાદેવભાઇ સ્વરાજપ્રવૃત્તિને કારણે સાહિત્યક્ષેત્રને આખેઆખા સાંપડી ન શક્યા. તિલક મહારાજની ગણિત અને જ્યોતિષવિદ્યાની શક્તિ માટે પણ ઘણાને આમ જ થતું હતું. પરંતુ એમ તો સાહિત્ય, કળા, વિજ્ઞાન વગેરે અનેક ક્ષેત્રોને ભારે મોટી સમૃદ્ધિ અને સિદ્ધિ અર્પી શકે એવા ઉત્તમ પુરુષો, જેના વિના એ બધાં ક્ષેત્રોની કિંમત નહિ જેવી છે એવી સ્વરાજસાધનામાં ક્યાં નથી રોકાઇ ગયા ? મહાદેવભાઇની સાહિત્યશક્તિ સ્વરાજ-સાધનાર્થે કંઇ ઓછી ઉપયોગી કે ફલદાયી નીવડી છે ? એમણે કંઇ ખાદી અને ગ્રામોદ્યોગનાં એકલાં આંકડા, માહિતી અને પત્રકો જ નથી આપ્યાં, પણ એ આંકડા અને કોઠાઓમાં પ્રાણ પૂરીને તેના

ઇતિહાસને જીવંત અને રસમય બનાવ્યો છે. સીંદી ગામના ઉકરડા વાળવાના ગંદા ગણાતા અને સૂગ ઉપજાવે એવા મનાતા કામનાં વર્ણનો કેટલાંય અઠવાડિયાં સુધી ચાલવા છતાંય વાંચનારની કદી રસક્ષતિ નથી થઇ, વાંચનાર કદી કંટાળ્યા નથી, એ શેની પ્રતીતિ છે? બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ ઓછો રસિક-ઓછો રોમાંચક છે? એમણે દોરેલાં અનેકવિધ પ્રસંગચિત્રો, આબેહૂબ દૃશ્યવર્ણનો, મનોરંજક પ્રવાસવર્ણનો, જીવંત ઘટનાઓના રસપ્રચુર ચિતાર, ગાંધીજી સાથેના અનેક માણસોના સંવાદો—આ બધાંમાં જ્ઞાન, માધુર્ય, કવિતા કે સાહિત્ય ઓછા છે? પત્રકારિત્વમાં ગણાઈ જતું આ બધું લેખન સાહિત્ય નથી શું? આ જમાનાનાં વર્તમાનપત્રોમાં કેટલાં આવું વિવિધ નક્કર અને વિપુલ છતાંય દીર્ઘજીવી સાહિત્ય નિર્માણ કરી શકયાં છે? ગુજરાતી પાઠ્યપુસ્તકમાળાઓમાં મૂકી શકાય—અરે, એમનાં લખાણોમાંથી જ વિદ્યાર્થીઓ માટે ક્રમિક વાચનમાળા કે પુસ્તકમાળાઓ બનાવી શકાય એટલી વિવિધ ઉપયોગી બોધક અને રસપ્રદ વિપુલ લેખનસામગ્રી તૈયાર પડી છે.

મહાદેવભાઈનું લખાણ ગુજરાતી ગદ્યના ઉત્તમ નમૂના તરીકે હમેશાં મનાયું છે. પોતાની લેખનશૈલીને વધારે સ્વચ્છ, સરળ, સ્પષ્ટ અને સુશ્લિષ્ટ કરવા ઇચ્છનારે તેમનાં લખાણો વારંવાર વાંચતાં રહેવું ઘણું લાભદાયી છે ભવિષ્યમાં જ્યારે વિદેશી ભાષાની ગુલામી અને અંધપૂજાનો અંત આવશે અને ઉચ્ચ શિક્ષણના માધ્યમ તરીકે ગુજરાતી ભાષાનો સ્વીકાર થશે ત્યારે ગુજરાતનાં મહાવિદ્યાલયોમાં લેખનકળાના અભ્યાસીઓએ ઉચ્ચ કોટિની આદર્શ નિર્મળ ગદ્યશૈલી તરીકે મહાદેવભાઈનાં લખાણોનો અભ્યાસ કરવો જરૂરી મનાશે એમાં શંકા નથી.

તેમના લેખનમાં સાહિત્યના ઘણા પ્રકાર આવી જાય છેઃ સંવાદ, કવિતા, વાર્તા વગેરે. 'ખાદી કે ગ્રામોદ્યોગમાંથી કઈ વાર્તા તે લખાય ! પ્રણયતત્ત્વ વિના રસ કેમ જમાવી શકાય!' એવી એવી ભ્રમણા સેવનારને તો રાજાજીએ ઉચ્ચ કોટિની કલામય વાર્તાઓ લખીને જવાબ આપ્યો જ છે. મહાદેવભાઈએ પણ સમય મળ્યે આવા સાહિત્યપ્રયોગો પર સફળ હાથ અજમાવ્યો છે–'ખાદીકોળાં' અને 'માસ્તર વજુભાઈ' એના સુંદર નમૂના છે.

પણ આવું કશું મહાદેવભાઈએ ન લખ્યું હોત તોયે તેમની જીવનપ્રવૃત્તિ અનેક સાહિત્યકારોને અખૂટ પ્રેરણા આપે એવી રહી છે એ ઓછી સાહિત્યસેવા છે ! ખંત, મહેનત, અભ્યાસ, પર્યટન અને પુરુષાર્થને પરિણામે સારાયે રાષ્ટ્રના લોકજીવનનાં પડેપડ અને પ્રવાહેપ્રવાહનું તેમણે જે દર્શન કરાવ્યું છે તે બધાંમાં સાહિત્યકારોને માટે પોતાની અનેકવિધ કલાકૃતિ સર્જવા માટેનો ઓછો કે જેવો તેવો મસાલો ન ગણાય.

મહાદેવભાઈના સાહિત્યજીવનનું એક લક્ષણ આપણા સાહિત્યપ્રેમીઓએ ધ્યાનમાં લેવા જેવું છે. આપણે નવા જમાનાના માણસો વાચનના ખૂબ રસિયા ગણાઈએ છીએ, અને જે આવ્યું તે અને જેટલું આવ્યું તેટલું વાંચી નાખવું એ આધુનિક સંસ્કારિતાનું એક લક્ષણ–ફેશન મનાય છે. વિચાર કરીશું તો જણાશે કે આપણામાંના મોટા ભાગના વાંચવાંચ કરીને ભાગ્યે જ વિશેષ કંઈ કરી શકીએ છીએ. પછી વાચન એ એક વ્યસન બની જાય છે. વિવેકદૃષ્ટિ રાખીને વાંચનારાઓનો મોટો ભાગ પણ બહુ ઓછું પાછું આપી શકે છે. આને સાહિત્યરસનો વૈભવ કે પરિગ્રહ ન કહેવાય ? દેશવિદેશના વિચા-

રેકા-લેખકોના ઉત્તમ ગ્રંથો વિદેશી ભાષામાં કોણ વાંચે! બધાએ બધી પરદેશી ભાષા કેમ ભણવી? આપણે ત્યાંના વિદ્વત્તાપૂર્ણ કઠિન પરંતુ ઉપયોગી ગ્રંથો સૌ કયાંથી વાંચે અને કેમ સમજે? આપણે જેટલું વાંચીએ તે પચાવી ઓછામાં ઓછું એટલું તો સમાજને પાછું કાં ન આપીએ! મહાદેવભાઇ વિષે તો આપણે જોયું કે તેઓ જે કંઈ લેતા એનું અનેકગણું કરીને પાછું આપતા ઉપયોગ વિનાનું એમણે ભાગ્યે જ કંઈ વાંચ્યું હશે, અને જે વાંચ્યું હશે તેનો ભાગ્યે જ સમાજહિતાર્થે ઉપયોગ કર્યા વિના રહ્યા હશે. મહાદેવભાઇની પાસે કોઇ ઉત્તમ પુસ્તક, કોઇ કવિતા, કોઇ વિચાર આવ્યો એટલે એ જ્ઞાનના રસ અને આનંદમાં બીજા અનેક જણ ભાગીદાર બની ચૂકયા જ હોય એની ખાતરી રાખવી.

આમ એમણે સાહિત્યની ઉપાસના કરતાં કરતાંય સાચી રીતે તો જનતાની-જનાર્દનની જ ઉપાસના કરી છે. પોતે કશું સંઘર્યું નથી. જેમ એકગણું ખાઇને કોઇ દસગણું કામ કરી આપે તેમ તેમણે કલા-સાહિત્યનો પણ જેટલો ઉપભોગ કર્યો એનું અનેકગણું કરીને સમાજને ચરણે ધરી દીધું છે.

## ૧૧
# સર્વપ્રિય

મનુષ્યમાં બૌદ્ધિક કે એવી બીજી શક્તિઓ ખૂબ ઊંચા પ્રકારની હોય તો તેથી લોકો અંજાય છે—આકર્ષાય છે, એનો નિર્મળ ઉપયોગ થતો જોવામાં આવે ત્યારે એ આદરપાત્ર પણ બને છે, પરંતુ લોકોના પ્રેમપાત્ર બનવા માટે તો હૃદયના ગુણોની જ જરૂર પડે છે. મહાદેવભાઇ સર્વપ્રિય બન્યા હતા તે એમની સાહિત્યરસિકતા, પ્રખર પત્રકારિત્વ કે કુશળ મંત્રીત્વને કારણે નહિ પરંતુ સરળ પ્રેમાળ હૃદયને લીધે. તેમના હૃદયમા કંઇક એવી આકર્ષક મધુરતા હતી કે પોતાના પરિચયમાં આવનાર ગમે તેને વશ કરી લેતી. હૃદયની આ સરળતા અને પ્રેમળતાએ એમને દુનિયાભરમાં અનેક ઉત્તમ મિત્રો અપાવ્યા સામાન્ય રીતે નાની ઉંમરમાં માણસનું હૃદય જ્યારે વધારેમાં વધારે કોમળ અને ભાવભર્યું હોય છે એ કાળમાં એને જિંદગીભરના બે-ચાર-પાંચ ગાઢ મૈત્રી-સંબંધ બંધાઇ જાય છે. એ પછી નવી ગાઢ મૈત્રી બહુ ઓછાને થાય છે મહાદેવભાઇને જિંદગીના અંત સુધી હિંદુસ્તાન, યુરોપ, અમેરિકા આદિ બધા દેશોમાં નવા નવા કીમતી અંગત મિત્રો સાંપડતા જ રહ્યા એ

તેમના હૃદયની કોમળતા અને પ્રેમળતાના ઉત્તરોત્તર વિકાસની નિશાની છે. એમના અનેક મિત્રોનાં કુટુંબમાં તેઓ એક કુટુંબીજન જ બની ગયા હતા. શ્રી કિશોરલાલભાઇ કહે છે તેમ 'એમના હૃદયની સરળતા અને આશુતોષતા ( ઝટ સંતોષ પામવાનો સ્વભાવ ) મિત્રના મિત્રનેયે મિત્ર કરી દેતી.' અનેક પ્રસિદ્ધ નિકટના મિત્રો તો ઠીક, પરંતુ સાધારણ મિત્રો અને પરિચિતો પણ એમના અસીમ સ્નેહનું ભાજન બનતા. સહેજ પણ પરિચયમાં આવનાર સાથી કે સાથીનાયે સાથી સાથે તેઓ કેવી કુટુંબભાવના અનુભવી શકતા અને એકવાર એ ભાવ અનુભવ્યા પછી આખર સુધી તેને કેવો જ્વલંત રાખી શકતા તે દર્શાવતો એક પ્રસંગ નવજીવન કાર્યાલયના એક જૂના સેવક શ્રી. મોહનલાલ ભટ્ટ આ પ્રમાણે આપે છેઃ

'સને ૧૯૨૬માં મારાં પત્ની ગુજરી ગયાં તે વખતે હું 'નવજીવન' કાર્યાલયના એક અદના સેવક તરીકે કામ કરતો હતો. ગાંધીજી કે એકાદ-બે જણને બાદ કરતાં બીજા કોઈ આશ્રમવાસીઓ સાથે મારો કશોય પરિચય નહોતો. તે વખતે સ્વામી આનંદ 'નવજીવન'ના વ્યવસ્થાપક હતા. તેમને મારા પ્રત્યે સમભાવ હતો. તેમની તો મને હૂંફ હતી જ, પણ તેમણે સ્વ. મહાદેવભાઇને મારાં પત્નીના દેહાંતના સમાચાર આપ્યા અને તેઓ તેમની સાથે મારે ત્યાં મને આશ્વાસન આપવા આવ્યા. ત્યારથી અમે એકબીજાને ઓળખતા થયા. ત્યારબાદ તો કામને અંગે પણ અમે એકબીજાની નિકટ આવતા ગયા. એમ તો તેઓ મારા મુરબ્બી હતા એટલે તેમની સાથે હું મિત્રતાનો દાવો ન કરી શકું, પણ તેમણે મને તેમના મિત્રોમાંનો એક ગણ્યો હતો ને એટલે સુધી અપનાવ્યો હતો કે જ્યારે મારી

પુત્રી વર્ધામાં થોડો વખત શિક્ષણ માટે રહી ત્યારે તેની ઓળખ તેઓ પોતાની દીકરીની જ આપતા અને આશ્રમમાં રહેનારા કેટલાકોએ તો તે સાચું માન્યું હતું.'

આવા અનેકાનેક સંબંધોને કારણે તેમના અવસાનથી દેશ-વિદેશનાં કેટલાં કુટુંબોને પોતાનું પ્રિયજન ગુમાવ્યાનો શોક અને આઘાત થયો હશે ! સ્વ. દેશબંધુ દાસનાં બહેને તો એમને એટલે સુધી પોતાના દત્તક પુત્ર જેવા માન્યા કે એમના દેહાંતની ખબર સાંભળી પોકેપોક મૂકીને રોયાં, એટલું જ નહિ પરંતુ એમનું સૂતક પણ પાળ્યું અને શ્રાદ્ધાદિક પણ કર્યા.

મિત્રો અને સ્નેહીઓ પ્રત્યેની તેમની વફાદારી વિષેનો એક બહુ જ જૂનો સ્મરણમધુર પ્રસંગ શ્રી કિશોરલાલભાઈએ આ પ્રમાણે હમણાં તાજો કર્યો છે:

'હું ગાંધીજીની સાથે જોડાયો તે અરસામાં મને કેટલોક વખત ચહેરો અને માથું તપાસી સ્વભાવ ઓળખવાની વિદ્યાનો શોખ લાગેલો હતો, અને નવરા બેઠા હોઈએ ત્યારે કોઈક વાર મિત્રોમાં તેને વિનોદનું સાધન બનાવતો. એકવાર મહાદેવ-ભાઈનું માથું તપાસવા માંડ્યું. એમને મેં તે વખતે બહુ જાણ્યા હતા એમ તો ન કહેવાય પણ મિત્રતા બંધાઈ ગઈ હતી. મેં એમને વિષે શું શું કહ્યું તે બધું તો હવે યાદ નથી અને એ વિદ્યા પણ લગભગ ભૂલી ગયો છું, પણ અમારી વચ્ચે થયેલી એક વાતચીત યાદ રહી ગઈ છે. એમના માથાના પાછલા ભાગની રચના જોઈ મેં એમને કહ્યું કે 'મારા પુસ્તક પ્રમાણે મિત્ર પ્રત્યે વફાદારી તમારા સ્વભાવની વિશેષતા હોવી જોઈએ.' મહાદેવભાઈએ કહ્યું: 'તમારી બધી પરીક્ષા ખરી હોય કે ખોટી, પણ મિત્ર પ્રત્યે વફાદારી વિષે જે કહ્યું તે મને બહુ

ગમ્યું. એટલું જ હું જગતનું પ્રમાણપત્ર મેળવી જાઉં તોયે અને લાગે છે કે મેં મારું જીવન સફળ કર્યું.'

કોણ કહેશે કે આ દૃષ્ટિએ મહાદેવભાઈનું જીવન સફળ નથી થયું! તેમના ગાઢ મિત્રોની સંખ્યા ઘણી વિશાળ હતી અને આખર સુધી વધતી રહેતી હતી, કેમકે 'એમનું હૃદય જ એવા પ્રકારનું હતું કે એકવાર જેને તે પોતાના સ્નેહનું ભાજન બનાવે તેના પ્રત્યે કદી સ્નેહશૂન્ય નજરે જોઈ શકે જ નહિ '

તેમના સરળ સ્નેહાંકિત હૃદયની નમ્રતા અને ગુણગ્રાહકતા તો બેનમૂન હતાં. પોતાનાં સ્થાન શક્તિ કે સિદ્ધિ વિષેના અભિમાનથી ક્યારેય તેમનું હૃદય અપવિત્ર થયું નહિ જ હોય, કેમકે તેમની નમ્રતા એ અહિંસાના સતત પરિશીલનથી સદાય વિશુદ્ધ રહી હતી. 'સકળ લોકમાં સહુને વંદે' ની ભાવનાએ, ઘણા ઘણા માણસોનાં જીવનમાં કેટલાય ઉદાત્ત તત્ત્વો અદૃષ્ટ પડેલાં હોય છે અને અભિમાનનું ઝેર ચડેલ આંખે જલદી દેખાતાં નથી તેનું તેમને સહજ દર્શન કરવાનું સાંપડ્યું. એક જ દાખલો લઈએ. સાધારણ રીતે શ્રી. ઘનશ્યામદાસ બિરલાની કંઈ વાત નીકળશે તો મોટા ભાગના લોકો એમ જ જાણશે કે 'તેઓ બહુ શ્રીમંત છે, ખૂબ કમાય છે, હોશિયાર છે, બુદ્ધિશાલ છે અને દેશકાર્ય માટે પૈસા આપે છે એટલે બાપુ પાસે તેમનું સ્થાન જામી ગયું છે.' પણ એમની સાચી મહત્તા અને એનું મૂળ તો મહાદેવભાઈ જેવા પ્રેમબળે એમના હૃદયમાં પ્રવેશી શકેલા ગુણદૃષ્ટિ માણસ જ આપણને બતાવી શકે. આપણામાંથી કેટલાને ખબર હશે કે ઘનશ્યામદાસજી ૩૦ વરસ

જેટલી ભર જુવાન ઉંમરમાં વિધુર થયા પછી સદ્‌ગત પ્રિય પત્નીના પ્રેમસ્મરણના બળે જ આ ઉંમરે કડણ લાગની—અને એમના જેવા શ્રીમંત તરુણોને તો વિશેષે કરીને—વિધુરાવસ્થા હળવી ફૂલ કરી રહ્યા છે! અસ્પૃશ્યતા એ હિંદુધર્મનું અસહ્ય કલંક છે. એ ધોઇ કાઢવાની ને કૃષિપ્રધાન ભારતવર્ષીય સંસ્કૃતિના પાયા જેવી ગાય માતાના ઉત્કર્ષ માટેની તેમની ઝંખના કેટલી તીવ્ર છે એ બધું મહાદેવભાઈની ગુણગ્રાહક દૃષ્ટિ વિના આપણે શી રીતે જાણી શકીએ! સાચું આંતરદર્શન કર્યા વિના કેવળ ઉપલક્રિયા અવલોકનથી કે વલણ, વર્તન અને આહારાચારના આપણા પોતીકા ગજથી માપવા નીકળીને આપણે કેટલાને અન્યાય કરતા હોઈશું?

તેમને કોઇના દોષો વિષે ખબર ન પડતી એવું કંઇ નથી. ગુણદોષ તોળવાની સૂક્ષ્મદૃષ્ટિ છતાંય તેઓ ગુણોને જ જોતા, કેમકે તેઓ માનતા હતા કે, 'આ ધર્મયુદ્ધમાં આપણે સૌ અપૂર્ણ લડવૈયાઓ છીએ અને એ અપૂર્ણતાઓ છતાં આપણામાં જે ત્યાગ, સંયમ, અપરિગ્રહ છે તેનાથી જ આપણને વિજય મળવાનો છે.' આવી જ્ઞાનપૂર્વકની ઉદારતાથી અને ગુણગ્રાહકદૃષ્ટિથી તેઓ સૌનો આદર કરી શકતા.

*

તેમનું કોમળ હૃદય બીજાનું દુઃખ સહી શકતું નહોતું. અન્યની મુશ્કેલીઓ અને મૂંઝવણોનો તેમને જલદી ખ્યાલ આવી જતો, તેથી સૌના પ્રત્યે તેમના હૃદયમાંથી સહાનુભૂતિ વહેતી. બીજાના દુઃખને પોતાનું કરી લેવાનું હોય તો તેમ કરવાને તેઓ તત્પર રહેતા. આશ્રમમાં તો અનેક પ્રકારના લોકો રહે, ગુણ, સંસ્કાર તેમ જ શક્તિની કક્ષા પણ સૌની જુદી જુદી

હોય, આવી ચડતી–ઊતરતી મર્યાદાવાળા લોકો એક સાથે રહેતા હોય ત્યારે અનેક જાતના પ્રશ્નો ઊભા થાય એ સમજી શકાય તેવું છે. ખાસ કરીને ખાવાપીવાના પ્રશ્ન અંગે જ ઘણા કોયડાઓ ઊભા થતા હોય છે. બાપુજી સ્વાદેન્દ્રિયના સંયમ ઉપર કેટલો ભાર મૂકે છે તે તો સૌ કોઈ જાણે છે, છતાં ખાવા-પીવાનો પ્રશ્ન એવો છે કે ભિન્ન ભિન્ન રુચિને કારણે અનેક પ્રકારની ગૂંચવણો ઊભી થાય. પહેલાં આશ્રમમાં જ્યારે એક જ રસોડે સૌ જમતા ત્યારે ત્યાંનો ખોરાક આરોગ્યની દૃષ્ટિએ ઘણો સુંદર અને પથ્યકર રહેતો, પરંતુ અમુક પ્રકારની સ્વાદદૃષ્ટિવાળા ભાઈઓને કારણે નાજુક પ્રસંગો ઊભા થતા. કહે છે કે આવા ઘણા પ્રસંગે કેટલાય આશ્રમવાસીઓની ઢાલ બનીને મહાદેવભાઈ બાપુનો રોષ પોતે વહોરી લેતા.

*

હમેશાં અને હર સંયોગમાં સૌની સાથે મીઠાશ જાળવી રાખવી અને ક્યારેય કદી કોઈના નારાજ થવાનું નિમિત્ત પણ ન બનવું એ લગભગ અશક્યવત્ છે. જેમને ઝાઝા માણસો સાથે વ્યવહારમાં ઊતરવું પડતું ન હોય અને જેઓ કંઈ શાંત એકાંત વ્યવસાયવાળા હોય તેમના ભાગ્યમાં હજુયે આવી મીઠાશ હોવાનો સંભવ રહે છે, પરંતુ જેમને રોજે રોજ અનેક પ્રકાર-નાં અનેક માણસો સાથે વ્યવહાર રહેતો હોય અને કેટલાયની ઇચ્છા અધૂરી કે અસંતુષ્ટ રાખવાના નિમિત્ત બનાવે એવું કર્તવ્ય બજાવવાનું હોય તેમને માટે તો મોટે ભાગે એ લગભગ અશક્ય જ થઈ પડે છે.

ગાંધીજીના અંગત મંત્રી બનનારને તો કેટલાય લોકોને નારાજ કરવાના પ્રસંગો સહજે આવે. ગાંધીજી પાસે અનેક

મુલાકાતીઓ આવતા હોય, ઘણા વિચિત્ર માણસો પણ આવતા હોય, વિચિત્ર માગણીઓ, કારણો ને આગ્રહો લઈને આવતા હોય–એ બધામાં કોઈની મુલાકાતો ગોઠવવી, કોઈની ટૂંકાવવી, કોઈની મુલતવી રાખવી, કેટલાકને બારોબાર પતાવવા, કેટલાકને સમજાવીને પાછા વાળવા–એ બધામાં કુશળતા, સંયમ, ધીરજ વગેરે તો જોઈએ જ, પણ બનતાં સુધી નિરાશ કે નારાજ કર્યા વિના એ બધું ઉકેલવું એ તો પ્રેમની કળાથી જ બની શકે.

મહાદેવભાઈને પોતાના વિચારો અને સિદ્ધાંતોને કારણે આદરણીય મહાપુરુષો તેમ જ પ્રિય સાથીઓ સામે ઘણી વાર જાહેર વિરોધમાં ઊતરવાના કડવા ધર્મપ્રસંગ આવ્યા હશે, પણ મહાદેવભાઈથી ક્યારેય કોઈ કંટાળ્યું હોય, કચવાયું હોય, નારાજ થયું હોય કે તેઓ કોઈને ખૂંચ્યા હોય એવું ક્યાંય કદી સંભળાયું નથી. આ જમાનામાં આવી સ્થિતિ દુર્લભ જ ગણાય!

માત્ર પોતીકાં પૂરતી જ આ વાત નથી. સામી છાવણીમાં બેસીને પણ મહાદેવભાઈએ તો એકસરખી જ પ્રિયતા પ્રાપ્ત કરી છે. ૧૯૩૮ના આરંભમાં રાજકોટની લડત વખતે ગાંધીજીએ ઉપવાસ કર્યો ત્યારે સ્વ દરબાર શ્રી વીરાવાળા જગબત્રીસીએ ચડેલા. આખી દુર્ઘટનાના મૂળમાં એમની હઠીલાઈ અને મેલી મુત્સદ્દીગીરી છે એમ સૌને લાગતું. પ્રજાના દિલમાં તેમને માટે ઉગ્ર રોષ અને વિરોધ ભર્યા હતા. લોકછાવણીમાંથી કોઈ એમની મુલાકાત લઈને મહત્ત્વ આપે એટલું પણ લોકો સાંખી શકતા નહિ. દરબાર પણ એવી જ રીતે વર્તતા. પરંતુ મહાદેવભાઈ તો એની સહજ નિર્મળતાથી–નિખાલસતાથી તેમની પાસે જતા, સહજ કોમળ ભાવથી તેમની તબિયતના સમાચાર પૂછતા, એમની વાત ખૂબ સમભાવપૂર્વક સાંભળતા અને પોતાની

સમજાવવા પ્રયત્ન કરતા. તેઓ પોતાની વાત એમને ગળે ઉત-રાવી શક્યા કે નહિ તે જુદી વાત છે, પરંતુ દરબાર વીરા-વાળાનું અતિકઠોર હૈયું' મહાદેવભાઈની હાજરીમાં ઘડીભર મૃદુ બની જતું એ વાતના વારંવારના સાક્ષી એક કાઠિયાવાડી સજ્જન હજીયે એ પ્રસંગને આશ્ચર્ય અને આદરપૂર્વક સંભારે છે.

મહાદેવભાઇ જેલમાં હોય ત્યારે જેલના અધિકારીઓ સાથે પણ એવાં જ મીઠાશ અને પ્રેમ. ગોળમેજી પરિષદ વખતે વિલાયત ગયા તો ગાંધીજી સાથેના ગુપ્તચર અંગરક્ષક અંગ્રેજ જુવાનો સાથે લગભગ મૈત્રી થઇ ગઇ. બારડોલી સત્યાગ્રહના વિજય પછી તપાસસમિતિ નિમાઇ તે બે અંગ્રેજ અધિકારીઓની બનેલી હતી. શ્રી. મહાદેવભાઈ તથા શ્રી. નરહરિભાઇ વગેરેને ખેડૂતોના પ્રતિનિધિ તરીકે કામ કરવાનું હતું. શરૂઆતમાં તો પેલા અંગ્રેજ અધિકારીઓ આમની પ્રત્યે શંકાની નજરથી જોતા, પણ પછી ધીરે ધીરે વિશ્વાસ બંધાતો ગયો, તે એટલે સુધી કે સરકારી અમલદારોનાં જૂઠાણાં ને ગોપાળાં ખુલ્લાં પાડવાની ને સાબિત કરવાની તેમની કામગીરી છતાંય તપાસ-ને અંતે પેલા સજ્જન અમલદારોએ જે અહેવાલ તૈયાર કરીને સરકારને સુપ્રત કર્યો તેમાં શ્રી. મહાદેવભાઇ વગેરે સાથેના સંબંધને એમણે 'અતિશય મીઠા સંબંધ' તરીકે વર્ણવ્યો અને તેમણે ( મહાદેવભાઇ વગેરેએ ) આપેલ મદદને 'કીમતી મદદ' તરીકે ઓળખાવી.

વેરીને પણ વશ કરવાની તેમની અજબ પ્રેમશક્તિનો પરિ-ચય આપતો એક પ્રસંગ અહીં નોંધ્યા વિના રહી શકતો નથી. અમદાવાદમાં ૧૯૩૦ની સાલમાં મહાદેવભાઈને સજા થયા પછી પોલીસ તેમને જેલગાડીમાં લઇ જતી હતી. લોકોનું ટોળું પાછળ

થી પ્રાપ્ત કરી શકાય એવી કળા નથી. લાંબાં વરસો સુધી જાગ્રત રીતે સતત અહિંસાધર્મનું સેવન ક્યાંનું જ એવું પરિણામ આવી શકે.

સર્વ પ્રકારના અહંકારથી અળગા રહીને નમ્રતાથી-પ્રેમથી તેઓ આખા વિશ્વના મિત્ર બની ગયા હતા-સર્વપ્રિય થઈ પડ્યા હતા.

## કુંદનપાત્ર

સિંહણના દૂધને જેમ કનકપાત્ર વિના ઝીલી શકાતું નથી તેમ ગાંધીજીની સત્ય-અહિંસાની ફિલસૂફીને પણ શુદ્ધ પાત્રતા વિના ઝીલી શકાતી નથી. મહાદેવભાઈ ગાંધીજી પાસે આવ્યા ત્યારથી જ તેઓ આવું કુંદનપાત્ર હતા, તેથી જ તેઓ એ દૂધને ઝીલીને ઝીરવી શકયા, એટલું જ નહિ પરંતુ દીપાવી પણ શકયા. આનું મૂળ તેમની ધાર્મિકતામાં હતું.

આપણે આગળ જોઇ ગયા તેમ મહાદેવભાઈને ધાર્મિકતાનો વારસો નાનપણથી જ માતાપિતા તરફથી મળેલો કૉલેજના દિવસો દરમિયાન પણ તેમણે ઠીક ઠીક ધાર્મિક વાચન કરેલું. એ પછી તેમના જીવન પર સૌથી પ્રબળ અસર કોઈની હોય તો તે ગોધરાના એક અજ્ઞાત સંતપુરુષની. તેઓ આમ તો અભણ જેવા હતા, પરંતુ તેમની આંતરદૃષ્ટિ સમગ્ર તત્ત્વજ્ઞાનને ઘોળીને પી ગઇ હતી-પચાવી ગઇ હતી. એ પ્રાતઃસ્મરણીય સંતનું નામ પુરુષોત્તમ ભગત. તેઓ કુંભાર જ્ઞાતિમાં જન્મેલા અને ભજન વાંચી શકે કે માંડ કાગળ લખી શકે એટલું ગુજરાતી ભણતર ભણેલા. પોતે પોતાનો વાસણ ઘડવાનો કુંભારનો

દોડયું. તેમાંના કેટલાકને મહાદેવભાઇના કંઠમાં હાર પહેરાવવા-ની ઇચ્છા હતી, પણ પહેરેગીર ગોરો સાર્જંટ થોભવા તૈયાર નહોતો. લોકોને પાછા જવા માટે મહાદેવભાઇ વીનવતા હતા પણ ટોળું તો મોટર પછવાડે દોડતું જ રહ્યું. ઝડપથી મોટર પાછળ ખેંચાવું નકામું લાગ્યું ત્યારે કોઇએ પેલા ગોરા તરફ પથ્થર તાકીને ફેંક્યો. પથ્થર પેલાને બરાબર દાઢી પર વાગ્યો. તેણે દુઃખની બૂમ પાડીને પથ્થર હાથમાં લઇ લીધો. ખૂબ રોષે ભરાઇને તે ગાળો કાઢવા લાગ્યો. મહાદેવ-ભાઇએ ઊંડી દિલગીરી વ્યક્ત કરી અને કહ્યું કે થોડી વાર ગાડી થોભાવો તો લોકોને હું તેમની ભૂલ સમજાવી ક્ષમા માગવાનું ને પ્રાયશ્ચિત્ત કરવાનું સમજાવી શકું. એમની વીનવણી વ્યર્થ નીવડી અને પેલો તો ગાળો ભાંડતો જ રહ્યો એટલે મહાદેવભાઇ કહે, 'જે બન્યું છે તેનાથી મને ભારે વસમી ચોટ પહોંચી છે, પણ અહીં ગાડીમાં પુરાયેલો હું શું કરું ? મને અત્યંત શરમ ઊપજે છે, અને તમે કહો તે પ્રાયશ્ચિત્ત કરવા તૈયાર છું. તમે એ પથ્થર મને મારો ને !' પેલો સાર્જંટ કંઇક પીગળતો લાગ્યો. મહાદેવભાઇ આગળ કહે કે, 'લાવો એ પથ્થર મારી પાસે, હું પોતે જ એનાથી મારી જાતને ઈજા કરીશ-જો તમારા હૃદયને શાંતિ થતી હોય તો.' પેલા સાર્જંટ-ને મહાદેવભાઇની સચ્ચાઇની ખાતરી થઇ અને સાચા તેમ જ ખોટા સત્યાગ્રહીઓની વાતે ચડયો. મોટર સાબરમતી આશ્રમ પાસેથી પસાર થઇ એટલે મહાદેવભાઇએ આશ્રમ ચીંધીને સારા દિવસો આવે ત્યારે આવવાનું આમંત્રણ આપ્યું. પછી સાર્જંટનું નામ પૂછયું. પેલાએ લખવા માટે કાગળની ચબ-રખી કાઢી અને મહાદેવભાઇએ પેન આપી. નામ લખી આપ્યું

એટલામાં જેલનો દરવાજો આવી ગયો. પેલાએ પેન પાછી આપવા માંડી એટલે મહાદેવભાઇ કહે કે હવે એ પેન આ પ્રસંગના સ્મરણ તરીકે ભલે તમારી પાસે રહો, અને પેલો પથરો મને આપી દો. લાગણીભર્યા ભાવથી સાર્જંટે પેન ગજવામાં ભરાવીને પથરો મહાદેવભાઇને આપી દીધો. પથરો ફેંકી દેતાં મહાદેવભાઇ કહે કે, 'આની જેમ આ પ્રસંગની કડવી યાદને પણ ફેંકી દેજો.' 'એ તો ક્યારનીય ફેંકાઇ ગઇ' કહીને સાર્જંટ ઊપડી ગયો

આ પ્રસંગ પછી લગભગ બે વરસે મહાદેવભાઇને યરવડા જેલમાંથી બીજી જેલમાં લઇ જતા હતા. પૂના સ્ટેશન ઉપર એક મોટરમાં તેમને પોલીસ-અમલદાર બેસાડતો હતો અને મોટર ઊપડવાની તૈયારીમાં હતી ત્યાં એક ગોરો સિપાહી ઉતાવળો દોડતો આવતો હતો અને થોડી વાર મોટર થોભાવવાનું સૂચવી રહ્યો હતો. મહાદેવભાઈને થયું કે કંઇ નવી આફત આવતી હશે, પણ જુએ છે ત્યાં તો પેલો અમદાવાદવાળો સાર્જંટ ડેંજરફિલ્ડ ! એ મહાદેવભાઇને દૂરથી ઓળખી કાઢી તેની સાથે હાથ મિલાવવા દોડ્યો આવ્યો હતો. ખૂબ જ પ્રેમથી મહાદેવભાઇને મળીને કહે કે, 'પેલો કિસ્સો બન્યા પછી છાપામાં કંઇ એ વિષે આવ્યું હશે, એને પરિણામે અમદાવાદથી તાબડતોબ મારી અહીં બદલી કરી નાખી.' પછી પ્રેમપૂર્વક વિદાય આપતાં હસીને બોલ્યો, 'પણ મને એની પરવા નથી હો !'

માત્ર દસ-પંદર મિનિટમાં જ પથ્થરથી ઘવાયલા ને ક્રોધથી ઉશ્કેરાયલા એક અભણ જેવા અને રાજકર્તા-વર્ગના અભિમાનથી વર્તતા અંગ્રેજ સિપાહીના દિલમાં પ્રવેશ કરવો, તેને શાંત પાડી જીતી લેવો અને પ્રેમવશ કરી લેવો એ કઇ શબ્દચાતુર્ય-

ધધો ચલાવતા ને ભજનની ધૂનમાં રહેતા. પરંતુ તેઓ "સમર્થ તત્ત્વદર્શી હતા. લોકોને તેમની આત્મશક્તિનો પરિચય થયો ને વાસણ ઘડવાના ધંધાને બદલે માણસ ઘડવાનો ધંધો તેમની ઉપર આવી પડ્યો શ્રી મહાદેવભાઈ એમના વિષે લખે છે કે ' આ સતપુરુષનો પરિચય મને મારા પિતા મારફત થયેલો કોલેજમાં અભ્યાસ કરતો હતો તે વેળા સ્વામી વિવેકાનંદનાં પુસ્તકો અને તે દ્વારા શ્રી રામકૃષ્ણ પરમહંસનો કંઈક પરિચય થયો હતો એ પરમહંસની પ્રતિમૂર્તિ મને આ પુરુષમાં જોવાની મળી એ પરમહંસનાં વચનોનું રહસ્ય આ સતપુરુષના વચનોથી મને સમજાયુ × × × અનેક માણસનાં જીવન તેમણે પલટાવ્યા છે અને શાંતિ આપી છે '

આ સતપુરુષના સહવાસમાં મહાદેવભાઈ કેટલોક સમય તો લાગલાગટ રહ્યા હતા અને પાછળથી દર વરસે એમાંદ-બે વાર તેમની પાસે જવાનું રાખતા એ બધા દરમિયાન એમના તપોમય આધ્યાત્મિક જીવનની પુનિત અસર મહાદેવભાઈના કોમળ દિલ પર કેવી ઊંડી થઈ હશે તેનો ખ્યાલ એમના દેહાંતપ્રસંગે મહાદેવભાઈએ લખેલ અંજલિલેખ ઉપરથી આવી શકે છે એ સંતે પોતે તો દેહને લાકડુ જ બનાવ્યો હતો અને લાકડાની જેમ તરીને તારવાનો અનેકને માર્ગ બતાવ્યો છે × × × અહંકાર અથવા દેહાધ્યાસ ટાળવાનું સાધન નમ્રતા-પગ કાષ્ઠાની નમ્રતા-અને સેવા છે એમ તેઓ ઠોકી ઠોકીને કહેતા × × × ' રામરસ વાળું ભજન ગાતાં તેમનામાં જે મસ્તી અને ખુમારી મેં જોઈ છે તેવી ભાગ્યે જ બીજે ક્યાંય જોઈ છે × × × તેમને સંગીતનું જ્ઞાન નહોતું પણ તેમને ભજન ગાતા સાંભળીને જે વિકારશાંતિ-જે આનંદ અનુભવ્યા છે તેવાં ભાગ્ય

ભલા ગાનારને સાંભળીને નથી અનુભવ્યાં. × × × એ જીવનનું કિંચિત્ દર્શન પણ પુનિત કરે એવું છે.'

૨૦-૨૫ વરસની ઉંમરમાં જે જુવાન વૈરાગ્યમાં, ભક્તિમાં, આત્માની શાંતિમાં આટલો આનંદ ને રસ અનુભવી શકે એવા શુદ્ધ નિર્મળ હૃદયપટ ઉપર ગાંધીજીની ફિલસૂફીનો રંગ ચડીને ખીલી નીકળે એમાં શી નવાઈ!

આપણે જાણીએ છીએ કે ગીતા અને રામાયણ તો આશ્રમ-જીવનના આધારગ્રંથો થઈ પડયા છે. મહાદેવભાઈને ગીતાના ૭૦૦ શ્લોકો કંઠાગ્ર હતા. આ ઉપરાંત શ્રુતિ સ્મૃતિ પુરાણ અને બીજા પ્રાચીન તેમ જ અર્વાચીન ગ્રંથો ઉથલાવીને તેમણે હિંદુ-ધર્મ અને તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતોને સારી પેઠે પચાવ્યા હતા. પદે પદે તેઓ રામાયણ, ગીતા કે ઉપનિષદનો આધાર લેતા. તેમનાં લખાણોમાં પણ પ્રસંગોપાત્ત સૂત્રો ને શ્લોકો ઠેર ઠેર વેરાયલાં નજરે ચડે છે. છેક ૧૯૨૫માં એકવાર બિહારપ્રાંતના પ્રવાસ દરમિયાન પટણાના રાષ્ટ્રીય વિદ્યાર્થી સંમેલન પાસે બોલવાનો પ્રસંગ આવેલો એ વખતનું તેમનું આખું પ્રવચન ગીતાના 'यज्ञो दानं तपश्चैव, पावनानि मनीषिणाम्' એ ચરણનો આધાર લઈને કરેલું છે. એ લાંબા મનનીય પ્રવચનમાં તેમણે યજ્ઞ, દાન અને તપનો મહિમા સમજાવ્યો, અત્યારના કાળમાં એનાં પ્રગટ સ્વરૂપો કેવાં હોય તે બતાવ્યું, અને એ બધાના સારરૂપે 'બ્રહ્મચર્ય દ્વારા સેવા'ના મંત્રો શીખવ્યા. ગીતા એ આપણો જીવનાધાર છે અને પ્રત્યેક વિદ્યાર્થીએ પોતાના ચારિત્ર્ય-ઘડતર માટે અને સમાજસેવાની પાત્રતા મેળવવા માટે એનું નિત્ય-નિયમિત અનુશીલન કરવું જરૂરી છે એ સમજાવતાં કહ્યું, કે, 'રોજ સ્વાધ્યાય કરવનું રાખશો તો આજે નહિ, એક વરસે

-નહિ, તો દસ વરસે પણ ગીતા તમારા જીવનમાં સિવાયેલી દેખાશે.' એમના પોતાના જીવનમાં તો એ વણાઈ ચૂકી જ હતી અને એના પ્રકાશમાં જ એ જીવન જીવતા અને જીવન પ્રગટાવતા.

૧૯૪૨ના એપ્રિલ માસમાં તબિયત લથડેલી અને શરીર આરામ માગતું હતું ત્યારે એક અઠવાડિયા માટે હૃષિકેશ ગયેલા. રોજ અન્નછત્રોમાં ભોજન પામીને નિષ્ક્રિય પડયા રહેતા હજારો સાધુ, હજારો સંન્યાસીઓના અખાડા જોઈને તેઓ અકળાયા. હિંદુધર્મ–સિદ્ધાંતોનો ઉપહાસ કરતા એ વાતાવરણમાંથી તેમને શાંતિ ક્યાંથી મળે! ત્રણ જ દિવસમાં તેઓ પાછા ભાગ્યા, પરંતુ જે ત્રણ દિવસ રહ્યા તેમાંયે કેટલાક વિદ્વાન અને સાચા સાધુસંતોને મળ્યા. ગીતાજીના સંન્યાસીની વ્યાખ્યા વિષે ચર્ચા કરીને આવા 'નિરગ્નિ અને અક્રિય' સાધુઓ નિષ્કામભાવે કંઈક સમાજસેવા કરતા થાય એવો ધર્મ યાદ કરાવ્યો ને પ્રસિદ્ધ સંન્યાસી સ્વામી શિવાનંદજી પાસેથી એમના આશ્રમમાં રેંટિયા દાખલ કરવાનું વચન લીધું.

એ વખતે ત્યાં એક મહાયજ્ઞ ચાલતો હતો. મહાદેવભાઈને એમાં જવાનું થયું અને અનેક વિદ્વાન શ્રોત્રિય બ્રાહ્મણોની સભામાં તેમનો પરિચય કરાવ્યા પછી બોલવાનું કહેવામાં આવ્યું. 'હિંદુધર્મ' અને હિંદુરાષ્ટ્રની સંકુચિત ભાવનાથી વ્યાપેલા એ વાતાવરણમાં મહાદેવભાઈએ 'સર્વેઽત્ર સુખિનો સન્તુ' વાળી હિંદુધર્મના નિષ્કર્ષ જેવી પ્રાર્થનાનું વિવરણ કર્યું અને વિશ્વ-કલ્યાણની ભાવનાથી વાતાવરણને સભર બનાવી દીધું.

સાધુઓ, સંન્યાસીઓ અને ક્રિયાકાંડી બ્રાહ્મણ–આચાર્યોને હાથે આવા વિશ્વમંગલ હિંદુધર્મની વિડંબના અને ઉપહાસ થતાં જોઈને એમના જેવા ધર્માનુરાગીનું દિલ કેમ ન દુભાય!

એની જાણીતી પ્રસાદી છે. ૧૯૨૫–૨૬ ના પ્રવાસ દરમિયાન 'વિનોબાજી પાસે થોડા દિવસ વર્ધામાં રહેવાનું મળ્યું, ત્યાં કાંતતાં કાંતતાં તુકારામના અભંગ સાંભળતા. પછી એનું અમૃતપાન ગુજરાતીઓને કરાવવા માટે તેમણે સુંદર લેખમાળા ચલાવી ને તેમાં સંત તુકારામના કર્મજીવન ને ઉપાસનાજીવનનો પરિચય કરાવતાં કરાવતાં કાવ્ય, તત્ત્વજ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યની રસગંગામાં સૌને તરબોળ બનાવ્યા.

સર્વધર્મસમભાવને આશ્રમજીવનમાં સ્વતંત્ર મહત્ત્વનું સ્થાન અપાયું છે. મહાદેવભાઈના અંતરમાં વ્યાપ્ત થયેલી હિંદુધર્મની વિશાળ ભાવના તેમને અન્ય ધર્મોના મંથવાચન તરફ પ્રેરે એ સ્વાભાવિક છે. બાઈબલ અને કુરાનનો તેમણે ઠીક ઠીક પરિચય સાધ્યો હતો. તેમના વિશાળ ધાર્મિક વાચનનો ઉપયોગ પણ તેમના સ્વભાવ અનુસાર કરવાનું તેઓ ચૂકતા નહિ. લૉર્ડ રીડિંગના રાજવહીવટ ઉપર પ્રહાર કરવાનો ધર્મ બજાવતાં તેમણે પ્રસંગોચિત બે કથાઓ 'જૂના કરાર'માંથી કાઢીને એમને ભેટ ધરેલી. મુલતાન સેંટ્રલ જેલમાં અકાલી સત્યાગ્રહીઓ ઉપર ગુજરેલા સિતમ વખતે 'જૂના કરાર'માંની સોલોમનના દીકરા રેહોબોઆમની કથાનું સ્મરણ કરાવીને સરકારને ચેતવણી આપેલી કે યહૂદીઓની જેમ કાયમનો બળવો જોઈએ છે કે શું? વળી બીજે પ્રસંગે એ યહૂદી વાઈસરૉયની આખી કારકિર્દીનું સ્મરણ કરાવે એવી, વૈભવ અને સત્તાના મદમાં અંધ બનેલ બેલશાઝાર બાદશાહ અને નિશાળિયાની ડેનિયલની સુપ્રસિદ્ધ કથાની યાદ આપીને, અંગ્રેજી રાજ્યનો એના જેવો જ અંત આવશે એવા 'વિધાતાના લેખ' સંભળાવેલા. કોઈ મહત્ત્વનો પ્રસંગ ઊભો થાય અને ધાર્મિક પ્રેરણાની જરૂર હોય તો એની કોઈ કથા

કથા આવો જ હોય. હિંદુ–મુસ્લિમ ઝઘડાઓ થાય, રમખાણો ફાટી નીકળે, બધા ઉપાય બેકાર નીવડતા લાગે, ત્યારે એક માણસનું પણ શુદ્ધ આત્મસમર્પણ કેવું ચમત્કારિક કામ કરે છે એ યાદ આપવા, ગ્લેડિયેટરનાં જંગલી માનવસંહારક ક્રૂર ઉત્સવો અને રમતો બંધ કરાવનાર અમર ખ્રિસ્તી સાધુ ટેલિમેકસની પાવનકારી કથાનું સ્મરણ કરાવે. ઠેરઠેરથી અને ઘેરઘેરથી સ્વરાજ-સેવકોએ નીકળવું જોઇએ એવી હાકલ કરવાની હોય ત્યારે વળી બૌદ્ધસાધુ મધની પ્રેરણાત્મક કથાની યાદ આપે છે. આવી આવી એમની ધાર્મિકતાની પ્રસાદીએ આપણા આત્મશુદ્ધિ કરવાના ને આત્મશક્તિ વિકસાવવાના કાર્યક્રમમાં કેવો ફાળો આપ્યો હશે !

આ બધું ધાર્મિક વાચન અને જ્ઞાન તેમની સૂક્ષ્મતત્ત્વદૃષ્ટિને કારણે ઓર દીપી ઊઠતું હતું. નાનપણથી જ વસ્તુના મૂળ સુધી ઊંડું વિચારવાની ટેવ અને આંતર્મુખવૃત્તિને કારણે તેમને તત્ત્વદૃષ્ટિમાં સારી પેઠે સૂક્ષ્મતા અને ઊંડાણ આવ્યાં હતાં. છેક આરંભમાં, તેઓ બાપુ પાસે આવ્યા એ કાળમાં પણ, તેમની આ તત્ત્વદૃષ્ટિ કેટલી સૂક્ષ્મ અને પરિશુદ્ધ હતી તેનો પરિચય આપતો એક પ્રસંગ અહીં ઉતારવાનું મન થાય છે લગભગ ૧૯૧૮માં પ્રાતઃસ્મરણીય ગોખલેજીની શ્રાદ્ધતિથિને દિવસે તેમનાં ભાષણોનો અનુવાદ પ્રગટ થાય એવી ગાંધીજીની ઇચ્છા હતી, અને તે માટેનું કામ ઘણા ભાઇઓને વહેંચી આપવામાં આવ્યું હતું. પોતાને માથે આવેલ ભાગનો અનુવાદ તૈયાર કરીને મહાદેવભાઇએ ગાંધીજીને બતાવ્યો અને એમાં બાપુ પ્રસ્તાવના લખી આપે એવી ઇચ્છા વ્યક્ત કરી. એ મુજબ પટણામાં રાજેન્દ્રબાબુના મકાનમાં રાત્રે ૧૦ વાગે પ્રસ્તાવના લખાતી હતી.

પ્રસ્તાવનાને અંતે બાપુજીએ સ્વ. ગોખલેજીના સંન્યાસનું મહત્ત્વ વર્ણવ્યું છે તેમાં એક વાક્ય આવ્યું ને મહાદેવભાઈ ચોંક્યા. વાક્ય આ પ્રમાણે હતું :

"આ જમાનામાં રાજદ્વારી સંન્યાસી જ સન્યાસને દીપાવી શકવાના છે. બીજા ભગવું લજવનારા જ હશે."

મહાદેવભાઈને ચોંકતા જોઈને બાપુએ કહ્યું કે, 'હમણાં લખ્યે જાઓ. પૂરું કરી લીધા પછી ચર્ચા કરીશું અને તમને શંકા પડતી હશે તેનું સમાધાન કરીશું.' પ્રસ્તાવના પૂરી થયે પેલા વાક્ય વિષે ચર્ચા થઈ. મહાદેવભાઈ કહે, 'એ વાક્ય બહુ વધારે-પડતું છે. રાજદ્વારી સંન્યાસ સિવાયના બાકીના બધા જ સંન્યાસને લજવનારા હશે એમ કેમ કહેવાય? શુદ્ધ સંન્યાસી શા સારુ રાજકારણને પોતાનો ધંધો બનાવે? રાજકારણ પોતાનું કીધા વિના રામકૃષ્ણ પરમહંસ જેવાએ જગતનું કલ્યાણ નથી કીધું શું?' આના ઉપર ખૂબ ચર્ચા ચાલી. રાજકારણની વ્યાખ્યા નીકળી. રાજકારણનો વિશાળ અર્થ દેશકારણ છે એમ બાપુજીએ સમજાવ્યું અને પરમહંસ જેવાનો તેમાં સમાવેશ થઈ જાય છે એમ કહ્યું. શંકરાચાર્ય, દયાનંદ સરસ્વતી વગેરે પણ રાજદ્વારી-સંન્યાસી હતા એમ બાપુજીએ કહ્યું એટલે મહાદેવભાઈએ આગળ વધીને પૂછ્યું: 'ત્યારે તમે અવધૂતોને બાદ કરો છો, કેમ? તત્ત્વ ચીનેલા એવા આત્માઓને આપ ભગવું લજવનારા કહો?' બાપુજી કહે, 'ના. તેમને તો નહિ જ કહું. તત્ત્વ જાણ્યા વિનાનો સંન્યાસ જૂઠો છે એટલું જ મારું કહેવું છે. અવધૂત થઈ માણસ સંસારનો ત્યાગ કરી બેસે, પોતાની આસપાસની દરિદ્રતા દુઃખ વગેરે વિષે આંખ મીંચી પોતાનું કલ્યાણ કરવામાં મગ્ન રહે, એ હું સમજી શકતો નથી. તત્ત્વ જાણીને જગતનો ત્યાગ

કરી બેઠેલો છું તો કોઇને જાણુતો નથી–મારા જોવામાં આવ્યો નથી.' આખરે મહાદેવભાઇ કહે, 'પણુ આપે ન જોયા હોય તેથી આપ તેને બાદ કેમ કરી શકો? સંભવ છે કે આપ તેવાઓને જોઇ શકો.' વળી ચર્ચા ચાલી અને લગભગ બે-એક કલાકને અંતે તેમણે પેલું વાક્ય એક શબ્દ ઉમેરીને આ પ્રમાણે બદલ્યું:

બીજા પ્રાયઃ ભગવું લજવનારા હશે

સાધુ, સંન્યાસી અને અવધૂતોને નામે આપણી આજુબાજુ અજ્ઞાન, વહેમ અને પાખંડ એટલા બધા ભયંકર પ્રમાણુમાં પ્રસરેલાં છે કે વાસ્તવિક દૃષ્ટિએ તો બાપુજીનું અવલોકન અને વિધાન યથાર્થ હતું, પરંતુ તત્ત્વની દૃષ્ટિએ એ સંપૂર્ણ બરાબર નહોતું.

'પ્રાયઃ' શબ્દના ઉમેરાથી કેટલાક સાચા અવધૂતો અને સંન્યાસીઓ જગતના એક અવતારી પુરુષના આક્ષેપમાંથી કાયમ માટે બચી ગયા એ પરમ શ્રેયના અધિકારી તો મહાદેવભાઇ જ ગણાય ને! કોને ખબર છે, એમની ધાર્મિકતા અને તત્ત્વાર્થી દૃષ્ટિએ આપણે ન જાણુતા હોઇએ એવું જગતનું કેટલું કલ્યાણ કર્યું હશે!

## ૧૩

# ગીતાચરિત

ગીતા પ્રત્યેની ગાંધીજીની ભક્તિ જાણીતી છે. હિંદુધર્મ અને તત્ત્વજ્ઞાનના ગ્રંથોમાં તેમણે ગીતાને ગ્રંથશિરોમણિ ગણાવેલ છે. મૂંઝાયલું બાળક આશ્વાસન, આધાર અને આશ્રય લેવા માટે સંપૂર્ણ પ્રતીતિપૂર્વક માતા તરફ દોડે છે, બાપુજીએ ભગવદ્‌ગીતાને એવી માતા તરીકે વર્ણવી એટલે જ આશ્રમજીવનમાં ગીતા કેન્દ્રસ્થાને છે. આશ્રમની નિત્યપ્રાર્થનામાં ગીતાનો અધ્યાય બોલવાનો રિવાજ છે. આપણે જોયું કે મહાદેવભાઈને આખી ગીતા કંઠાગ્ર હતી અને છેલ્લાં બે-એક વરસથી તો તેઓ લગભગ નિયમિત રીતે આખી ગીતાનો મુખપાઠ કરી જતા. મહાદેવભાઈ જેવા તત્ત્વાર્થી સાધક ભક્તિપૂર્વક નિત્ય ગીતાની ઉપાસના કરે તેને ગીતા-ઉપનિષદના મંત્રો રોમરોમમાં ઊતરી જાય તેમાં શી નવાઈ? ગીતામાં સ્થિતપ્રજ્ઞનાં, ભક્તનાં, યોગીનાં, જ્ઞાનીનાં જે અનેક લક્ષણો બતાવ્યાં છે તેમાંનાં કેટલાંય તો આપણને મહાદેવભાઈનું સ્મરણ થતાં જ તેમના જીવનમાં પ્રગટ થયેલાં દેખાય છે. આટઆટલા વિશાળ પ્રેમસંબંધો છતાંય તેઓ કેવા અનાસક્ત હતા! આવડા ઊંચા સ્થાને અને આટલી બધી શક્તિ

છતાંય તેઓ કેવા निरहंकार રહી શક્યા ! કદી બગાસું ખાવાની કે આળસ મરડવાનીય ઇચ્છા ન જાગે એટલા अतंद्रित એમના જેવા બીજા કેટલાક હશે ? પરદેશી જુલમી સત્તાથી માંડીને પોતાના પ્રિય દેશબંધુઓ સુધી અનેકની સામે જિંદગીભર લડાઇ ચલાવવી પડી છે છતાં ક્યાંય દ્વેષ કે જ્વર જોયા છે ? એમના કરતાં विगतज्वरનો ઊંચો નમૂનો ક્યાંથી મળવાનો હતો ? અનેક પ્રવૃત્તિના કરનાર અને સિદ્ધિના મેળવનાર તેઓ તો निर्मम અને निर्मानमोह રહ્યા. યુરોપના કોઇ પ્રસિદ્ધ રાજ-પુરુષના સત્કારમાં જેટલી ચીવટની જરૂર હોય તેવી જ ચીવટથી એક હરિજન બાળકને તેઓ વર્ધા સ્ટેશને લેવા જાય એવા समदर्शिन् બનવું કેટલું કઠણ છે !

પણ આમ તે કેટલાંક લક્ષણો ગણાવી શકાય ? અમુક અમુક સૂત્રો તો એમના જીવનમાં એટલાં બધાં વણાઇ ગયેલાં છે કે જાણે એ સૂત્ર એમને વર્ણવવા માટે જ હોય ને ! દા. ત. મહાદેવભાઇને મળનારાને अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियं हितं च यत् એ શ્લોકનું સ્મરણ થાય તો આશ્ચર્ય નહિ. પ્રતિપક્ષીને સત્ય કહેવું અને તે તેને પ્રિય લાગે તેવી રીતે કહેવું એ ભલ-ભલા સત્યનિષ્ઠોને માટેય અઘરું થાય છે. ગીતાના ૧૭મા અધ્યાયમાં કાયિક, વાચિક અને માનસિક તપનાં જે લક્ષણો બતાવ્યાં છે તે મહાદેવભાઇના જીવનમાં કેવાં પ્રત્યક્ષ થયાં છે ! देवद्विजगुरु અને પ્રાજ્ઞપુરુષોની પૂજા તો તેમના નિત્યકાર્યનું એક કાયમી અંગ બની ગયું હતું. તેમની પ્રિયકર અને હિતકર મધુર વાણીએ તો અનેકનાં મન હર્યાં છે. मनःप्रसाद सौम्यत्व मौनम् आत्म-विनिग्रह અને भावसंशुद्धि ( મનથી પ્રસન્ન, સૌમ્ય, મૌની, આત્મ-નિગ્રહી અને વિચારોની સ્વચ્છતાવાળા ) આવા બધા ગુણોથી

એક બીજો શ્લોક ખાસ એમના જીવનમાં ચરિતાર્થ થયેલ દેખાય છે, તે આ :

यस्मान्नो द्विजते लोको लोकान्नो द्विजते च यः

જેમનાથી લોકને ઉદ્વેગ થતો નથી અને જેમને લોકથી ઉદ્વેગ થતો નથી—આ વર્ણન એમના માટે, કેટલું બધું યથાર્થ છે ! ગાંધીજીના પુત્રનું સ્થાન લીધું તોયે કોઇ પુત્રને અણગમતા થયા નથી, એમના શિષ્ય બન્યા તો કોઇ, શિષ્યને ઇર્ષ્યા થઇ નથી, એમના સેવક બન્યા તો કોઇ સેવકને કદી ખૂચ્યા નથી, એમના મંત્રી-સાથી-પરિચારક બન્યા તોપણ વિશાળ એવા સાથી કે પરિચારકવર્ગમાંથી કદી કોઇ એમનાથી અપ્રસન્ન થયું સાંભળ્યું નથી. આટલા બધા માણસોની સાથે કાયમ જીવવાનું છતાં કયારેય કોઇને એમનાથી ઉદ્વેગ થયો નથી. આવી ધન્ય સ્થિતિ તો કોઈ વીરલાની જ હોઇ શકે.

આવાં આવાં કેટલાંય સૂત્રો એમના જીવનમાં ચરિતાર્થ થયેલા બતાવી શકાય પરંતુ આજના જમાનાની દૃષ્ટિએ જે સૂત્રની કે મંત્રની ઉપાસના ખાસ કરીને કાર્યકર-વર્ગને માટે ખૂબ જ જરૂરી મનાવી જોઇએ તે સૂત્ર-योगः कर्मसु कौशलम् એમના જીવનમા જેટલું સંપૂર્ણ ચરિતાર્થ થયેલું જોવા મળે છે એટલું તો બીજે ભાગ્યે જ કયાંક મળે. જે કામ લેવું તેમાં તન્મય થવું, બાકી બધું ભૂલી જવું, એમાં કર્મેન્દ્રિયોને રોકવા ઉપરાંત મન-બુદ્ધિ-આત્મા બધું જ પરોવી દેવું, પછી એ કામ ગમે તે હોય ને ! ગીતા-રામાયણના ભક્તિરસમાં નાહવાનું હોય કે કાયદાની આંટીઘૂંટીઓ શોધવાનું હોય, કાવ્યવિહાર કરવાનો હોય કે જાજરૂ સાફ કરવાનાં હોય, રસભર્યાં સંવાદો

સાંભળતાં નોંધ લેવાની હોય કે મૂંગાં મૂંગાં કાંત્યા કરવાનું હોય, વાઇસરૅાયને મોકલવા માટેના કોઇ રાજદ્વારી ખરડા તૈયાર કરવાનું હોય કે રસોડામાં જઇને રાંધવાનું હોય, કલા-પ્રદર્શનનો અભ્યાસ કરવાનું હોય કે ઉકરડો વાળવાના હોય — બધાં જ કામમાં એકસરખી જ તલ્લીનતા, એકસરખી જ કુશળતા, એકસરખો જ રસ. એટલે તો એમના હાથમાં કોઇ પણ કામ સર્વાંગસુંદર બની રહેતું. આનું નામ જ યોગ.

કેટલેક ઠેકાણે યોગ અને એકોપાસનાને નામે એક દોષ પોષાઇ રહ્યો છે. 'ભાઇ, તમે કહો તો ૪૦૦ વારની ઝડપે આઠ કલાક કાંતી દઉં, પણ કાગળ-પેન્સિલ લઇને લોકોને હકીકતો પૂછવાનું ને નોંધવાનું આપણું કામ નહિ, એ બધું ભાષણિયાનું કામ!' 'ભાઇ, તમે કહેશો તો ૧૬ કલાક વાંચી દઉં કંઇ લેખ કે અહેવાલ તૈયાર કરવો હોય તો કરી દઉં, બાકી એકધારું ને કસવાળું, સમાન ને આવું ને તેવું કાંતવાનું કહેશો તો નહિ ફાવે. ખાદીનું મહત્ત્વ સ્વીકારું છું એટલે રોજ કલાક વાર મારા પૂરતું કાંતી દઇશ, પણ માળ બનાવવાનું ને રેંટિયો સમો કરવાનું ને એવું બધું તમે જાણો. આપણી પાસેથી એવી આશા ન રાખશો. આપણું કામ તો વાંચવા-લખવાનું ને શીખવવાનું.' આવા પ્રકારની અપૂર્ણતા, સંકુચિતતા અને અણઆવડતને આપણે ઘણી વાર એકોપાસનાના સુંદર ભાવ નીચે ખોટી રીતે ઢંકાતી જોઇએ છીએ. એકોપાસના તો ગુણની હોય, તત્ત્વની હોય; અને એક જ ગુણની ઉપાસના જો જ્ઞાન-પૂર્વક થાય તો છેવટના ધ્યેય પર પહોંચી જવાય. મહાદેવ-ભાઇની એવી એકોપાસના હતી, અને તે સત્ય તેમ જ અહિંસાની એમની જ્ઞાનપૂર્વકની ઉપાસનાએ તે દિવ્ય તત્ત્વોની સાધના માટે

જે જે ગુણો અને કામની આવડત જોઈએ તે બધું તેમને ઉત્કૃષ્ટ સ્વરૂપમાં અપાયું. તેઓ 'अनन्याश्चिन्तयन्तो'માંના એક હતા. એવા अनन्यचेता, એક જ ધ્યેયને પ્રીતિપૂર્વક ભજનારા सततयुक्तोને बुद्धियोग આપવાનો ઈશ્વરી કોલ છે. મહાદેવભાઈને આવો યોગ સાંપડયો હતો. યોગકૌશલ્યથી જ તેઓ ૫૦૦ વારની ઝડપે ૪૦ નંબરનું ઝીણું એકધારું સૂતર કાંતી શકતા હતા. અને ગમે તેવી આંટીઘૂંટીવાળી રાજદ્વારી ચર્ચા કે સિદ્ધાંતને જરાયે ભૂલ વિના સરળ-સુંદર રીતે ઉતારી શકતા. એમનું લેખન સુંદર, એમનું સૂતર સુંદર, એમનાં કપડાં સુંદર-એમનું તમામ કામ સુંદર. એમની આજુબાજુ પોતાના હૃદયના પ્રતિબિંબ જેવાં સ્વચ્છતા અને સુંદરતા જ પથરાઈ રહેતાં.

ગીતાના ૧૨મા અધ્યાયમાં ઈશ્વરે પોતાના પ્રિય ભક્તનાં ગુણ-લક્ષણો વર્ણવ્યાં છે. જે अद्वेष्टा હોય (કોઈનો દ્વેષ-તિરસ્કાર ન કરે), निर्मम અને निरहंकार હોય (મારાપણાની કે હુંપદની ભાવના ન હોય), संतुष्ट હોય, दृढनिश्चयी હોય, हर्ष, क्रोध, भय, અને उद्वेगથી મુક્ત હોય, કોઈ પણ જાતની ઇચ્છા વિનાનો હોય પરિણામે વિશે उदासीन હોય અને अपरिग्रही અને यतचित्तात्मा હોય (મન અને આત્મા ઉપર જેને સંયમ છે), शुभाशुभ-परित्यागी અને मय्यर्पितमनोबुद्धि (જેણે મન અને બુદ્ધિ ઈશ્વરમાં જ આરોપ્યાં છે) એવો ભક્ત ઈશ્વરને પ્રિય થાય છે. આ બધાં ગુણ-લક્ષણો મહાદેવભાઈના જીવનમાં ખીલી નથી ઊઠયાં એમ કોણ કહી શકશે! એટલે જ ઈશ્વરના પ્રિય એવા મહાદેવભાઈ જગતને પણ પ્રિય જ બન્યા. ગાંધીજીએ એમને अजरअमरत्व, स्थितप्रज्ञ અને સાચા योगी કહ્યા છે તેમાં કંઈ નવાઈ છે!

મહાદેવભાઇએ ગીતા ઉપર અંગ્રેજીમાં સુંદર વિસ્તૃત ટીકા લખી છે તે તો વહેલુંમોડું જ્યારે મુદ્રિત થઇને પ્રકાશ પામશે ત્યારે જોવા મળશે, અત્યારે તો જેમાં ગીતાનું રહસ્ય પ્રગટ થયું છે એવું તેમનું ગીતામય જીવન આપણને ઓછું પ્રેરણાદાયી નથી.

૧૪

# શિષ્ય અને ભક્ત

ગાંધીજી ઘણી વાર કહે છે કે મારે કોઇ શિષ્ય નથી, મારે કોઇ ભક્ત નથી, અને હુ કોઈનો ગુરુ નથી એમ છતાય સૌ જાણે છે કે અનેક ઉત્તમ પુરુષોએ શિષ્યભાવે એમને ચરણે બેસવામા અને એમને ગુરુભક્તિ અર્પણ કરવામા જીવનની કૃતાર્થતા અનુભવી છે મહાદેવભાઇ ગાધીજી પાસે શિષ્યભાવે આવ્યા અને આદર્શ શિષ્ય થઇને રહ્યા

ગાધીજી કોઇ વિવિધ વિદ્યાઓના નિષ્ણાત નથી કે તેમની પાસેથી પુસ્તકો અને પ્રવચનો દ્વારા વિદ્યા ભણવાની હોય તેઓ તો પ્રત્યક્ષ જીવન દ્વારા જ કેળવણીના નિયમમા માનનારા છે, અને તેથી તેમનુ જીવન જ એક સતત જીવત પ્રવચનરૂપ બની રહ્યુ છે જેઓ '**મૌન વ્યાખ્યાન**' સાભળી શકે તેમને માટે એ સદૈવ ચાલ્યા જ કરે છે મહાદેવભાઈ બાપુના મત્રી અને પરિચારક જેવા હતા એટલે તેમને તો ચોવીસે કલાક આ મૂક વાણી સાભળવાની હતી

વળી આધ્યાત્મિકતા પ્રાપ્ત કરવાની બાબતમાં પણ ગાંધીજીનો માર્ગ અનેરો છે ભસારમાથી છૂટવા માટે સાસારિક કામોને છોડી દઇને કેવળ પારલૌકિક બાબતોમાં જ ગૂથાઇ રહેવાનો

તેમનો માર્ગ નથી. તેમણે તો આપણને એવું ગીતાજ્ઞાન શીખવ્યું કે આવશ્યક એવાં તમામ કામ કરવાનાં છે, તેમાં આસક્તિ કે અણગમો રાખ્યા વિના કરવાનાં છે, પરિણામની સારી-નરસી અસરથી મુક્ત રહીને કરવાનાં છે, અને આમ જે નિયતકર્મ કરવાનાં આવે તેમાં એકાગ્ર, સંતુષ્ટ અને યોગસ્થ થતાં શીખવાનું છે. આવી ભાવનાથી આવાં કામમાં શરીર-મનને એકાગ્ર કરીને રોકી રાખવાનાં છે. આમ હોવાથી કેવળ પારલૌકિક બાબતોનો જ વિચાર કરનારા આશ્રમોમાં જેમ જપ તપ ધ્યાન મંત્ર વાચન નિદિધ્યાસન વગેરે ક્રિયાઓ જ દિનચર્યા બની રહે છે તેવું સત્યાગ્રહ-આશ્રમમાં નથી. ત્યાં તો અનાસક્ત બુદ્ધિ કેળવવાની બાબતને નિશાન બનાવી લીધા પછી ઐહિક જીવનનાં નાનાં-મોટાં તમામ કામ સરખા જ મહત્ત્વના બની જાય છે. એટલે, આશ્રમમાં વાળવું-ચોળવું, દળવું-ખાંડવું, રસોઈ કરવી, કપડાં ધોવાં, ખોદવું, વણવું ઇત્યાદિ શારીરિક મહેનતનાં કાર્યોથી દિનચર્યા ભરપૂર હોય છે. ગાંધીજીની આધ્યાત્મશક્તિથી આકર્ષાયેલા ઘણાને જીવનનું તત્ત્વ-જ્ઞાન સમજવા માટે તેમના સાંનિધ્યમાં આવીને વસવાનું મન થાય છે, પણ ગાંધીજીનો આ માર્ગ જેમને સમજાતો નથી તેઓ આ દિનચર્યા જોઈને નાસીપાસ થાય છે. તેમનો રસ ઊડી જાય છે. તેમને એમ લાગે છે કે આખો દિવસ આવા રોજિંદા સાંસારિક જીવનને ઉપયોગી એવાં કામ કરવાનું હોય તેમાં ધર્મતત્ત્વના અભ્યાસને કે આત્મચિંતનને અવકાશ ક્યાં રહે? આવાં કામથી તો જડ બની જવાય ને વિકાસ અટકી જાય. બાપુજી પાસે શિષ્યભાવે રહેનાર મહાદેવભાઈ જેવા સાધકોએ એ ભ્રમ ભાંગીને પોતાના જીવનથી પુરવાર કરી આપ્યું છે કે આખો દિવસ શારીરિક મહેનતનાં કામમાં રોકાઈ રહીને પણ ઊંડાં ચિંતન-મનન

થઈ શકે, ઊંચું જ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે, વિદ્વાનોને દોરી શકાય એવી વિદ્વત્તા પણ મેળવી શકાય છે, એટલું જ નહિ પરંતુ આસક્તિ વિના કેવળ લોકહિતાર્થે શરીર-મનને એવાં ઉપયોગી કામમાં રોકી રાખવાથી જ પેલાં ચિંતન મનન જ્ઞાન અને વિદ્વત્તા વધુ ચમકદાર અને સાર્થક બને છે.

શરીર-મનને ગમે ત્યાં ભટકવા ન દેવાં, એનો સંયમ કરીને નિયતકર્મોમાં રોકાઈ જવું, ચિત્તની શુદ્ધિ કરીને આખા વિશ્વ પ્રત્યે મૈત્રીભાવ કેળવવો, પ્રેમભાવ અને એકાત્મભાવ સિદ્ધ કરવો એ જીવનનું નિશાન પ્રાપ્ત કરવાનું છે એ સ્મરણમાં રાખી ઐહિક એવાં જે જે કામ કરવાનાં આવે તે નિર્મમ અને નિરહંકાર થઈને કરવાં. કોઈ કામ શોધવા કે ઊભાં કરવા જવું નહિ. સ્વાભાવિક જીવન જીવતાં જે ધર્મ ઊભો થાય તે પ્રવાહ-પ્રાપ્ત કાર્ય જ કરવાં. એ સિવાયની બાબતો ગમે તેવી સુંદર, આકર્ષક અને નિર્દોષ હોય તોયે તેનો ત્યાગ કરવો. આશ્રમ-જીવનનો આ સાદો સાર છે. આને જ આપણે અહિંસાની જીવનકળાનું શિક્ષણ કહીએ છીએ. એ કળા શીખવી સહેલી નથી. વ્યાકરણ ભણી લેવાની કે વેદમંત્રો કંઠે કરીને બુદ્ધિથી એનો તત્ત્વાર્થ સમજી લેવા જેવી એ વાત નથી. અહિંસાનું સાચું રહસ્ય સમજ્યા વિના તો જ્ઞાન બધું બોજો બની જાય, સેવા એ મોહ પણ થઈ પડે, અને ત્યાગ એ વિલાસ પણ બની શકે એમ બાપુજીએ વારંવાર આપણને શીખવ્યું છે. અહિંસાનું આવું સૂક્ષ્મ રહસ્ય એક દિવસમાં સમજી લેવાની ચીજ નથી. દીર્ઘકાળ સુધી સતત જાગૃતિ પછી જ એ પ્રાપ્ત કરી શકાય છે. મહાદેવભાઈએ ધર્મગ્રંથો તો ઘણા વાંચ્યા હતા, તત્ત્વચર્ચા પણ સુંદર કરી શકતા, આત્મનિરીક્ષણ અને ચિત્તવૃત્તિનું પૃથક્કરણ

બાપુનો સ્વર સહેજ ઉગ્ર બન્યો એ ઓળખી લઈને નરહરિભાઈએ ધીમેથી જવાબ આપ્યો: 'આપને મરડાનું દર્દ વધી પડ્યું છે માટે મારે જાજરૂપેટી આપી જવી એવો મહાદેવભાઈનો પત્ર હતો.' આ સાંભળીને ગાંધીજી ઊકળી ઊઠયા અને ન માની શકાય એવા રોષથી બોલી ઊઠયા: 'મહાદેવ, તમે આ શું કર્યું! તમે શા માટે આશ્રમમાંથી જાજરૂપેટી મંગાવી! ત્યાંની પેટી અહીં લવાય જ કેમ! ત્યાં આટલા બધા માણસો છે તેમના ઉપયોગ માટે તે ત્યાં જોઈએ. મારા ઉપયોગ માટે તમારાથી એ પેટી અહીં ન મંગાવાય.'

મહાદેવભાઈને તો આ પ્રથમ અનુભવ. બાપુજીના ગુસ્સાનો રસ તેમણે આ પહેલાં કદી ચાખેલો નહિ-બીજાને ચાખતાં પણ જોયેલા નહિ, એટલે તે તો મૂંઝાયા અને સંકોચાતાં સંકોચાતાં જવાબ આપ્યો: 'બાપુજી, પણ પેટી તો ત્યાં નકામી જ પડી હતી. કોઈ વાપરતું નહોતું. અહીં આપને જાજરૂ જવાની બહુ જ તકલીફ-પડતી એટલે મેં મંગાવી.'

આ જવાબની અસર મહાદેવભાઈએ ધારેલી તેનાથી ઊલટી થઈ અને બાપુજી વધારે ગુસ્સે થયા. તે વધારે અકળાયા અને બોલ્યા: 'મહાદેવ, તમે શું કહો છો! મને તકલીફ પડે છે તે માટે તમે આશ્રમના આટલા બધાઓ માટે રાખેલી પેટી મારે માટે મંગાવી! મારા પ્રત્યેનો તમારો કેટલો મોહ! ત્યાં એટલા બધા છે તેમની ચિંતા નહિ, અને તેમને અવગણીને મારી ચિંતા! આ તમારું કેટલું અજ્ઞાન! અને ત્યાં ઉપયોગ સિવાય પડી રહ્યું હતું તેથી તમે મંગાવ્યું એ તો સાવ બુદ્ધિ વગરની દલીલ. સ્ટેશન ઉપર 'ફાયર બોટ' તમે કોઈ દિવસ જોઈ છે? તેના ઉપયોગ વિના વરસોનાં વરસો સુધી તે એક જ સ્થળે ગમે મૂકવામાં આવે

કે કોઇ તેનો બીજો ઉપયોગ ન કરી શકે તમારા જેવો દર્શન કરી સ્ટેશનનો મજૂર પણ તેને નહિ ઉપાડે તમારું એ ભાન ક્યાં ગયું ? તમે તો ગજબ કર્યો આશ્રમમાંથી ત્યાંના માણસો માટે ગમેતેમ પેટી તમે અહીં મંગાવી એ ભારે દોષ કર્યો '

આ બધું વનોવાતા હૃદયે ગાંધીજીએ કહ્યું તેથી મહાદેવભાઇને ખૂબ લાગી આવ્યું તેમની આંખમાં આંસુ આવી ગયાં પણ એટલામાં તો સરદાર સાહેબ ત્યાં આવી ચડ્યા ને એમની લાક્ષણિક રીતે પ્રસંગને હળવો પાડી બંને 'ડોકરાઓ'નું (શ્રી મહાદેવભાઇ તથા નરહરિભાઈનું) ઉપરાણું લીધું અને બાપુને શાંત પાડ્યા આ આખોયે પ્રસંગ શ્રી રાવજીભાઇએ 'જીવનનાં ઝરણાં' નામક પોતાની સ્મરણકથામાં આલેખ્યો છે તે તો બાપુજી પોતાની ભયંકર બીમારીમાં અને મરણપથારીએ પણ બીજાની કેટલી કાળજી રાખે છે અને તેમના જીવનમાં વ્યવસ્થા-નિયમન કેવાં વણાઇ ગયાં છે એ બતાવવા, પરંતુ આપણે તો અહીં તેમની પાસે શિષ્યભાવે આવેલાઓને જીવનનું તત્ત્વજ્ઞાન અને અહિંસાની અઘરી કળા કેવી રીતે શીખવાનાં હતાં તે દષ્ટિએ જ આ પ્રસંગને જોઇએ સામાન્ય માણસને આ પ્રસંગમાં દોષ જેવું શું લાગે ? દુનિયાને તો આ પ્રસંગમાં મહાદેવભાઇની ગાંધીજી પ્રત્યેની ઉત્કટ ભક્તિ અને સેવાબુદ્ધિનાં જ દર્શન થાય, ત્યારે ગાંધીજી તો એમાં પોતા પ્રત્યેનો એ વિવેકહીન મોહ છે અજ્ઞાન છે એમ કહીને એના રજ જેવડા લાગતા દોષ માટે પુણ્યપ્રકોપ ઠાલવે મહાદેવભાઈની જગાએ બીજું કોઇ હોત તો બાપુ એની મોહબુદ્ધિથી અકળાત ખરા, પણ એ અકળામણ આમ રોષનું સ્વરૂપ ધારણ કરીને તેના ઉપર તૂટી પડત ખરી ?-પણ અહીં તો ઘણુના ઘાથી મહાદેવભાઈનું ઘડતર ચાલતું હતું

ઘણુના ઘાથી ઘડતરનો એક બીજો પ્રસંગ પણ અહીં નોંધી લઈએ : ૧૯૨૫ની સાલમાં મીરાંબેન પોતાનું વતન, માતા-પિતા વગેરે બધું છોડી હિંદુસ્તાનની સેવાનું વ્રત લઈને ગાંધીજીની છાયામાં રહેવા આવ્યાં હતાં. રોમેં રોલાંના આ વિદુષી શિષ્યાને મહાદેવભાઈ જેવા ગાંધીજીના ગુણી મંત્રી અને બહુશ્રુત તત્ત્વજ્ઞ તેમ જ રસજ્ઞાની સાથે તુરત મેળ બેસી જાય એમાં નવાઈ શી? થોડા દિવસ પછી મીરાંબેન મહાદેવભાઈને કહેઃ 'હું તમને કંઈ ન આપી શકું! અહીં થી ઘણું ઘણું શીખી રહું છું, પણ તમનેય કંઈક આપી શકું તો સારું.' મહાદેવભાઈના મનમાં ફ્રેંચ શીખવાનો રસ પડેલો હતો. જેલમાં સગવડ તો હતી, પણ ઉર્દૂ શીખવાની ફરજ છે એમ સમજીને ઉર્દૂને જ વખત આપ્યો. પરંતુ જ્યારે જ્યારે તક મળે ત્યારે પેલો રસ જાગ્રત થતો. મીરાંબેન તો સરસ ફ્રેંચ બોલનારાં ને લખનારાં એટલે મહાદેવભાઈને ઇચ્છા તો જાગેલી. એમાંય મીરાંબેને કંઈક શીખવાનું સામેથી પૂછ્યું એટલે તો મહાદેવભાઈ તૈયાર થઈ ગયા. 'મને ફ્રેંચ ન શીખવો?' એવી માગણી કરી, ને મીરાંબેન પણ રાજીરાજી થઈ ગયાં. પહેલે દિવસે સાદાં ક્રિયાપદો ને વાક્યો શીખ્યા બીજે દિવસે થોડાં વાક્યો આપ્યાં તેનો બિલકુલ ભૂલ વિના અર્થ કરી બતાવ્યો. તેમના હરખનો પાર નહોતો. 'આ રીતે તો તમે જલદી શીખી જવાના' એવું ઉત્તેજન પણ મળ્યું. 'મેં ફ્રેંચ શરૂ કર્યું છે એ બાપુ જાણે છે?' મહાદેવભાઈએ બાપુજીને આ વિષે પૂછયું નહોતું—જેમ નદીમાં નાહી આવવાને માટે તેમની રજા લેવાની જરૂર ન હોય તેમ આમાં પણ જરૂર ન હોય એમ માનીને પૂછ્યું નહોતું.

મહાદેવભાઈના સવાલના જવાબમાં મીરાંબેને કહ્યું: 'હા,

।(તમે ફ્રેંચ શીખો છો) એ સાભળીને તેમને હસવુયે આવ્યુ અને આશ્ચર્ય પણ થયુ.'

'આશ્ચર્ય' શબ્દ સાંભળતાં જ મારા પેટમા પથરો પડ્યો જાણે મને મારી ભૂલ એક આઘાતની સાથે સમજાઇ જતી હોય એમ થયુ 'જરૂર બાપુ બોલાવશે અને જડતી લેશે' એમ મનમાં વિચાર આવ્યો, એટલામાં તો એક ભાઇએ આવીને કહ્યુ 'બાપુ તમને બોલાવે છે'

'મારા ટાંટિયા તો ઢીલા હતા જ, પણ પ્રથમ પ્રશ્ન ફ્રેંચ વિષે ન પુછાવાને લીધે મને કાંઇક કરાર વળ્યો મનમાં થયુ કે બાપુને મારા ફ્રેંચ માટે કશી નથી પડી એ તો મારુ મન જ મને પાછો પાડે છે પણ તુરત જ ગાંધીજીને કેટલી પડી હતી તે જણાયુ. પોતાના મનનો સવળો વેગ જાણે થમાવીને હસતાં હસતાં તેમણે મને પૂછ્યુ 'ફ્રેંચ શીખવા માંડ્યુ છે!' મે હળવે રહીને કહ્યુ 'હા, મે મિસ સ્લેડને પૂછ્યુ હતુ કે બાપુ જાણે છે આ વિષે? તેમણે મને કહ્યુ કે આપને હસવુ આવ્યુ અને આશ્ચર્ય થયુ એમ આપે કહેલુ' એટલે હસમુખો ભાવ હજી ચાલુ રાખી ગાધીજી બોલ્યા 'એથી વધારે કહેલુ ગઇકાલે તમે જ્યારે એને કહેતા હતા કે ૪ વાગે હુ તમારે ત્યાં આવીશ, ત્યારે મને થયુ હતુ કે તમે એને કાંઇ શીખવવા જવાના હશો પણ આજે જ સવારે મે એની પાસે કાંતની રોજનિશી માગી તેમા એણે કહ્યુ—એક કલાક તમને ફ્રેંચ શીખવવામા આપ્યો મને આશ્ચર્ય થયુ અને મે કહ્યુ "બહુ કુદાકડા મારે તે પડવાને સારુ' હુ ચૂપ થઇ ગયો અને હવે ગાધીજીના ચહેરાનો રંગ બદલાયો જરાક કડક થઇને

તેમણે પૂછ્યું: 'શા સારું ફ્રેંચ શરૂ કર્યું ? શોખ શોખ ફ્રેંચમાં વાંચવા માટે કે આપણા ઉપર ફ્રેંચ કાગળા આવે તે વાંચવા માટે ? કે મિસ સ્લેડ અહીં આવ્યાં છે તેથી એકાએક ઉમળકો થઈ આવ્યો ?' ધ્રૂજતાં મેં જવાબ આપ્યો: 'ના, જાણવાની ઇચ્છા તો પહેલેથી જ હતી.' એટલે ગાંધીજીએ આગળ ચલાવ્યું: 'શા સારુ ? તમે જાણો છો કે ઘણાં અંગ્રેજો ફ્રેંચ નથી જાણતા ! અને ઘણાખરા અંગ્રેજ વિદ્વાનો પણ ફ્રેંચ સાહિત્ય-ગ્રંથો કેવળ અંગ્રેજીમાં જ વાંચીને સંતોષ માને છે તે જાણો છો ! અને ઘણુંખરું ફ્રેંચ સાહિત્ય તો બહાર પડે છે કે અંગ્રેજીમાં તેનું ભાષાંતર થાય છે !' જરા થોભીને વળી સવાલના ચાબખા ચલાવ્યા: 'અને તમને એ શીખતાં કેટલો સમય લાગશે તેનો વિચાર કર્યો ?' મેં જવાબ દીધો: 'છ મહિના !' 'રોજ કેટલો સમય ?', 'એક કલાક' 'વારુ, તમને એટલો સમય મળશે કે !' મેં કહ્યું, 'અહીં છું ત્યારે મેળવી લઉં, અને ટ્રેનમાં કંઇક મળે.' 'હમેશાં એક કલાક મળે એવો તમારો અનુભવ ખરો કે?', હું શું જવાબ આપું ! ચાબખા પડયે જ જતા હતા. 'એટલે એનો અર્થ એ કે છ મહિના સુધી મારે ગમે તે કામ હોય છતાં તમને તો દિવસમાં એક કલાક મારે છૂટા રાખવા જ જોઇએ, તમે ફ્રેંચ વાંચતા હો ત્યારે મારાથી તમને ન બોલાવી શકાય, ખરું ના ?' આ રીતે સવાલ પુછાવાથી મને દુઃખ થયું., મેં દઢતાથી જવાબ આપવાનો પ્રયત્ન કર્યો: 'ના...સ્તો, હું સમય કોઇક રીતે મેળવી લઉં.' 'અરે, મેળવી શેના લો ! ચોરી લો એમ કહો તો ભલે.'

આ ચાબખે હું ચેત્યો. મેં કહ્યું: 'સાચું.' એટલે ગાંધીજીએ આગળ ચલાવ્યું: 'આપણો બધો સમય એક જ વસ્તુને

અપાયેલો છે, ત્યાં આપણે આવી વસ્તુ, જેનો સ્વરાજ માટે કશો ખપ નથી, તેમાં શેના પડીએ? આપણો બધો સમય આપણા કાર્યને માટે અપાવો જોઈએ, તેમાંથી આ તો ચોરી થઈ.' મેં મૂંગાં મૂંગાં સાંભળ્યા કીધું. પછી કહ્યું: 'બસ, આજથી ફ્રેંચ બંધ કરીશ. અમે તેમ એ સમય કાંતવામાં તો આપી શકાય' પણ ગાંધીજીએ આગળ ચલાવ્યું: 'બીજાં ઘણાં કામો છે. પણ તમારી સામેનો આરોપ હજી પૂરો નથી થયો. મિસ સ્લેડ એ કોણ છે? એનો ત્યાગ તો, અસાધારણ છે. આપણે કોઈ એની બરાબરી કરી શકીએ એમ નથી એણે પોતાનું સર્વસ્વ હોમ્યું છે. એને પોતાનાં દેશ કે ઘરની સાથે કશી મમતા નથી રહી. ઘેર ગમે તે થઈ જાય તોયે તે અહીંગ અહીં જ કામ કર્યાં કરવાની ટેક લઈને આવેલાં છે. આપણા કાર્યને માટે એનો બધો સમય અર્પણ થયેલો છે. એને તો આપણને ઘણું આપવાનું મન થાય, પણ આપણાથી એની પાસેથી લેવાય જ કેમ? એને તો ઘણુંયે જાણવું છે–શીખવું છે; હિન્દુસ્તાની જાણવું છે, સંસ્કૃત જાણવું છે. એ બધું આપણે એને આપી દેવું રહ્યું. જો આપણો સમય આપણો નહિ, તો એનો સમય તો આપણો શેનો જ? આપણો સમય જો કાર્ય-પ્રીત્યર્થ હોય તો એનો વધારે કાર્યપ્રીત્યર્થ છે.'

આખી વસ્તુ સોંસરી ઊતરી ગઈ × × × × મને તો કશું કહેવા–બોલવાની હામ નહોતી રહી. ગાંધીજીએ જ આખરે કરુણાભર્યું સ્મિત કરીને કહ્યું: 'જાઓ હવે, પાછા આવતી કાલે એ ને એ જ સમયે એની પાસે જજો, તમારી ભૂલની એની આગળ વાત કરજો, અને ફ્રેંચ શીખવાને બદલે એને આપણી ભજનાવલિમાંથી ભજનો વાંચીને સમજાવજો.'

આમ પ્રેમટાંકણે ટંકાઇ ટંકાઇને જગતના સર્વશ્રેષ્ઠ જીવન-શિલ્પીને હાથે પોતાની કલ્પનાની એક સુરેખ સપ્રમાણ સુંદર અને આદર્શ મૂર્તિ ઘડાઈ રહી હતી. એ મૂર્તિમાં એના મૂર્તિકારનો પ્રાણ પુરાતો હતો.

જ્ઞાન, ચિંતન અને આત્મનિરીક્ષણને કારણે મહાદેવભાઈની સ્વભાવસિદ્ધ નમ્રતા એમને આત્મવિલોપન તરફ દોરતી ગઈ. તેઓ કદી એમનાં વિદ્વત્તા, શક્તિ કે સ્થાન વિષે રાચ્યા નથી. તેમની શક્તિ કે સિદ્ધિ વિષે ક્યાંય પ્રશંસાનાં વચન સાંભળે તો કહે–એ બધો ગાંધીજીનો પ્રતાપ છે. ગાંધીજીના મંત્રી કરતાંયે એ તો પોતાને ગાંધીજીના સેવક–પરિચારક તરીકે ગણાવવામાં જ ધન્યતા અનુભવતા. ૧૯૨૫માં પટણાના રાષ્ટ્રીય વિદ્યાર્થી સંમેલન પ્રસંગે તેમણે પોતાના પ્રવચનનો પ્રારંભ આ રીતે કરેલોઃ

'હું શિક્ષક નથી કે ગુરુજન નથી, કેવળ સેવક છું. છતાં તમારા સંમેલન માટે મને તમે પ્રમુખપદ આપ્યું તે હું સમજી શકું છું. આ જમાનો શૂદ્રપૂજનનો છે. શૂદ્રોની કદર ન કરીએ તો સમાજ પગ પર ઊભો શકવાનો નથી એ ભાન આજના જમાનામાં આપણને આવતું જાય છે એટલે કદાચ બ્રાહ્મણ-કર્મ કરનારને પ્રમુખપદ આપવાને બદલે મારા જેવા શૂદ્રધર્મ આચરનારને–પરિચર્યાત્મક કર્મ કરનારને–તમે પ્રમુખપદ આપ્યું હશે...... ..'

તેમને મન પોતાનાં જ્ઞાન અને શક્તિઓ તો ગાંધીજીની સેવાનાં સાધનમાત્ર હતાં. ગાંધીજીની ભક્તિ એ જ એમનું જીવન હતું એમ કહીએ તો ચાલે. એમણે પોતાનું ગણાય તેવું તમામ–પોતાની જાત સુદ્ધાં–ગાંધીજીને સમર્પણ કર્યું હતું. જાણે

ગાંધીજીની ભક્તિ સિવાય એમને કશો રસ નહોતો, કશી ઇચ્છા નહોતી, કશું પ્રયોજન નહોતું. એમને જે કંઇ જોઇતું હતું તે બધું ગાંધીજીમાં જ મળી ગયું હતું. હનુમાનજીને રામભક્તિ સિવાય જેમ કંઈ ઇચ્છા કે રસ નહોતાં અને વનવાસને અંતે રાજ્યાભિષેકને પ્રસંગે ઉપહારમાં તેમને સાચાં મોતીનો હાર આપવામાં આવ્યો ત્યારે તેમણે પથ્થરથી મોતી ફોડી ફોડીને અંદર રામ છે કે નહિ તે જોવા માંડયું એવી લોકકલ્પનાની જેવું જ મહાદેવભાઈનું હતું. દક્ષિણ ભારતમાં એકવાર ગાંધીજીનો પ્રવાસ હતો. તે દરમિયાન ત્યાંનાં સૌંદર્યથી ઊભરાતાં પ્રકૃતિ-રમણીય સ્થળો જોવાની સાથીઓની ઇચ્છા થઇ. સૌ તૈયાર થયા પણ મહાદેવભાઈ જેવા રસજ્ઞ વિના જોવાનો રસ અધૂરો જ રહે ને! મહાદેવભાઈ કંઈક કામમાં હશે. સાથીઓ વતી રાજાજીએ ગાંધીજી પાસેથી રજા માગીઃ 'ગેરસપ્પાનો ધોધ જોવા જવું છે. મહાદેવભાઈ સાથે ન આવે?' ગાંધીજીને મૌન હતું એટલે કાગળ ઉપર ટૂંકાં બે વાકય લખ્યાંઃ 'મહાદેવ નહિ આવે, હું એનો ગેરસપ્પા ધોધ છું.'

સાચે જ મહાદેવભાઈને મન તો તેઓ ગેરસપ્પા ધોધ જ નહિ પરંતુ સર્વ કંઈ હતા. પોતાની તમામ ઇચ્છાઓને તેમણે ગાંધીજીમાં સમાવી દીધી હતી–પોતે પોતાપણું જ જાણે વીસરી ગયા હતા.

સતત સહવાસ અને ચિંતનને કારણે ગાંધીજીના વિચારોને તો તેઓ પચાવી ગયા હતા, પરંતુ ઉત્કટ ભક્તિથી એમણે ગાંધીજી સાથે એટલું તાદાત્મ્ય સાધ્યું હતું કે બાપુની ઇચ્છાઓ, લાગણીઓ અને મનોભાવો પણ પોતે પામી જતા. એક પ્રાચીન શિષ્યને વિષે કહેવાયું છે કે તે પોતાના ગુરુના મૌનને પણ

સાંભળી શકતો; તે મહાદેવભાઈ વિષે જરા પણ અતિશયોક્તિના દોષ વિના કહી શકાય તેમ છે. ક્યા પ્રસંગે ગાંધીજી શું વિચારશે, કયો પ્રસંગ એના પર કેવી અસર કરશે, એ ક્યારે બોલશે અને ક્યારે નહિ બોલે, અને બોલશે તો શું બોલશે એ મહાદેવભાઈને આગળથી કલ્પી લેતાં કઠિન લાગતું નહોતું. ગાંધીજીના અંતર સાથે તેઓ એટલા તદ્રૂપ થઈ ગયા હતા એમણે જે ભવ્ય આત્મસમર્પણ કર્યું હતું તેનું જ આ પરિણામ હતું, કારણકે એમનાં મન, બુદ્ધિ, આત્મા બધું જ ગાંધીજી સાથે એકરૂપ બની ગયું હતું. એટલે બાપુના અંતરમાં ઊઠતાં વાત-વિચારો જેવા પોતાના પડઘા જન્માવે એવા જ પડઘા મહાદેવભાઈના હૃદયમાં જન્માવતાં. રાજાજીએ મહાદેવભાઈને 'ગાંધીજીની બીજી કાયા' તરીકે વર્ણવીને એ ત્રણ શબ્દોમાં જ એમનું આખું જીવન કહી દીધું છે

આમ હતું એટલે જ ગાંધીજીને સમજવામાં ભલભલા બુદ્ધિવાદીઓને ઘણી વાર મુશ્કેલી પડે છે તે મહાદેવભાઈને તો કદી પડી નથી. ઊલટું બાપુને અંતઃપ્રેરણાથી ઊઠેલી કે સૂઝેલી વાત જેઓ તેમની ભાષામાં ન સમજી શકે તેવા ઘણા તર્કવાદીઓને તર્કની સડક ઉપર દોરીને મહાદેવભાઈ ગાંધીજીના નિર્ણયની યથાર્થતાનો સ્વીકાર કરાવી શકતા ઉપવાસના પ્રસંગોએ અથવા તો ખાસ કરીને ગાંધીજી મહાન જોરદાર ઘટનાપ્રવાહને એકાએક થંભાવી દઈ જ્યારે કોઈ નવા જ અને લોકોને આશ્ચર્ય કે મૂંઝવણમાં નાખી દે એવા નિર્ણય પર આવે એવા પ્રસંગોમાં મહાદેવભાઈની આ શક્તિનાં આપણને વિશેષ પ્રકારે દર્શન થયાં છે. યરવડા જેલમાં હરિજન-પ્રશ્ન સંબંધેના ઉપવાસ અને રાજકોટ-ઉપવાસ આનાં પ્રસિદ્ધ ઉદાહરણ છે.

'ઉપવાસ તો ત્રાગું' કહેવાય, 'અનુચિત દબાણ કહેવાય, રાજ-કારણમાં એ ન ચાલે' વગેરે પ્રકારની ચર્ચા દરેક ઉપવાસ વખતે ચાલતી જ હોય છે. મહાદેવભાઈ એ ઉપવાસ-પ્રસંગના જન્મ-પૂર્વેની બધી કડીઓ મૂકીને બાપુનું સમગ્ર માનસ સમજાવી દે અને તાર્કિકો કે નાસ્તિકોને માત્ર ચૂપ કરી દે, એટલું જ નહિ પણ ઘણે અંશે સંતોષ પણ આપી શકે. રાજકોટ-પ્રકરણમાં સર મોરિસ ગ્વાયરનો ચુકાદો પ્રજાપક્ષના લાભમાં આવ્યા છતાંય એ વિજયને હિંસાથી દૂષિત થયેલો ગણીને ફેંકી દીધો અને બેહદ અત્યાચારની સામે 'નવો પ્રયોગ' (New Technique) શોધ્યો એ વાત મોટા ભાગના લોકોને સમજાતી નહોતી તે મહાદેવભાઈની કુશળ છણાવટ ને સમજાવટભર્યાં લખાણોએ જ સરળ બનાવી મૂકી.

બાપુની આંતરવેદનાનું વર્ણન પણ તેઓ જ આપી શકે. આવા કેટલાક પ્રસંગ તો સ્મરણ થતાં જ નજર સામે ખડા થાય છે. ૧૯૨૪માં હિંદુ-મુસ્લિમ-ઐક્યાર્થે કરેલ ઉપવાસ, ૧૯૩૧ દરમિયાન સરકારપક્ષે રોજ રોજ થતા તહકૂબીના ભંગથી ગાંધીજીને થતી અકળામણ, સરકારી નીતિને કારણે ગાંધીજીએ ગોળમેજી પરિષદમાં ભાગ ન લેવાનો નિર્ણય કર્યો તે અને વળી સરકારે ગુલાંટ ખાધી ને ગાંધીજીએ 'ઝેરનો કટોરો' પી જઈને વિલાયત જવાનું નક્કી કર્યું તે. હરિજન-પ્રશ્ન સંબંધીના લાંબા ૨૧ ઉપવાસ અને રાજકોટમાં મેલાં બળોએ બાપુની આકરી તાવણી કરી તે. છેલ્લે મહાસભાની કારોબારી અહિંસાના મુદ્દા ઉપર બાપુજીથી જુદી પડી તે-આ બધા પ્રસંગ વખતના મહાદેવભાઈના લેખો વેદનાની શાહીમાં બોળાઈને ભક્તિની કલમે લખાયેલું લખાણ છે. સિદ્ધાંતનિષ્ઠા, તત્ત્વદર્શી બુદ્ધિ અને પરા-

કાષ્ઠાની ભક્તિ સિવાય એ વેદનાને ચિતાર આપી શકાય જ નહિ. આગાખાન-મહેલમાં બાપુજીના ઉપવાસ, બાના અંતિમ દિવસો, શ્રી. ઝીણા સાહેબ સાથેની ૧૯ દિવસની મુંબઈની મંત્રણા, બંગાળનો દુષ્કાળ તેમ જ દેશની દુર્દશા, અને છેલ્લે છેલ્લે સીમલા-પરિષદની ગતિ—આ બધા પ્રસંગે બાપુના દિલમાં કેટલી વેદના ઊભરાતી હશે, એમનું અંતર કેવું કોરાતું હશે, એ બધાનો ખ્યાલ આપણા હૃદયની જડતા ઓછી ન થાય ત્યાં સુધી મહાદેવભાઈની કલમ વિના તો આપણે શી રીતે પામી શકવાના હતા?

મહાદેવભાઈ જેવા ભક્તપુરુષનું હૃદય અત્યંત કોમળ હોય એમાં શી નવાઈ! કોઈનુંય દુઃખ તેઓ જોઈ શકતા નહિ. ૧૯૩૦ની લડતના આરંભમાં સાબરમતી જેલમાં સાથીઓની મુલાકાતે ગયા ત્યારે દરબાર સાહેબને કેદીના વેશમાં-માથે મૂંડો અને જેલનાં કપડાંમાં-જોઈને તેમનું હૃદય ભરાઈ આવેલું. નાજુક પ્રસંગે તેઓ રડી પડતા. કહે છે કે સંગીતાચાર્ય શ્રી. ખરે સાહેબ, જમનાલાલજી અને બીજા ઘણાં સ્વજનોની અવસાન-નોંધ પણ તેમણે રડતાં રડતાં જ લખી છે. આવા સુકોમળ હૃદયના ભક્તજન ગાંધીજીને લેશમાત્ર દુઃખ થાય તે કેમ સહન કરી શકે? એમાંય એમના દુઃખનું નિમિત્ત પોતાની જ કોઈ ભૂલ બને તો? ગાંધીજી પોતાના સાથીઓની નાની એવી ભૂલોથી પણ કેવો આઘાત પામતા તે મહાદેવભાઈ બરાબર જાણતા. એટલે તેમની હમેશ એવી પ્રાર્થના રહેતી કે, હે પ્રભુ, જે હૃદય-મંદિરમાં ગાંધીજીને બેસાડ્યા છે તે હૃદય લેશ માત્ર પણ અશુદ્ધ ન થાય અને ગાંધીજીની ચિંતા કે દુઃખનું કારણ ન બને એટલી શક્તિ અને જાગૃતિ સદૈવ આપ્યા કરજે!

આવી એકનિષ્ઠ ભક્તિથી તેઓ જીવનની સાધના કરી રહ્યા હતા. તેમાં જ્યારે ક્યારેય કંઈ પણ ભૂલ કે ક્ષતિ આવી હશે ત્યારે પોતાના અધૂરાપણાના ભાનથી અને ગાંધીજીને સંતાપ થશે એ ખ્યાલે તેઓ અકળાઈ જતા; અસ્વસ્થ થતા, પોકે પોકે રડતા અને દુઃખી દુઃખી થઈ જતા.

જગન્નાથપુરીના મંદિરમાં બા અને દુર્ગાબેન વગેરે જઈ આવ્યાં એના મૂળમાં રહેલી મહાદેવભાઈની સહેજ ગફલતીએ બાપુના હૃદયમાં અસહ્ય આઘાત જન્માવેલો એ તો સૌ કોઈ જાણે છે. ગાંધીજીએ જાહેર કરેલું કે જ્યાં સુધી એ મંદિરમાં હરિજનો પ્રવેશ ન પામે ત્યાં સુધી એ જગન્નાથ જગતના નાથ નહિ, પરંતુ મંદિરની છાયામાં પેટ ભરતા પંડાઓના નાથ છે. સૌને પુરી મોકલવાનું તો ગાંધીજીએ જ કહેલું, પણ તેઓ સૌ મંદિરમાં જશે એવી કલ્પનાયે નહોતી. તેમને એમ હતું કે તેઓ સ્વાભાવિક રીતે જ હરિજનો જ્યાં સુધી જઈ શકે છે ત્યાં સુધી જવામાં સંતોષ માનીને ઊલટું અસ્પૃશ્યતા–નિવારણના પ્રશ્નને વેગ આપશે. મહાદેવભાઈને તો એવા મંદિરની જ સૂગ હતી એટલે જનારાંઓ વિષે ખાસ રસ લીધા વિના એમણે તો જવાની વ્યવસ્થા કરી આપી. જો કે તેમને ઊંડે ઊંડે ડર તો હતો કે કદાચ એમનાં પત્ની મંદિરમાં જશે. પણ સાથે બા વગેરે છે એટલે કશું અણઘટતું નહિ થાય એમ માની લીધું. વળી મહાદેવભાઈને એમ પણ થયેલું કે એને મંદિરપ્રવેશમાં શ્રદ્ધા હોય તો મારે શા માટે હલાવવી જોઈએ ? અને બાપુએ જ એમને પુરી મોકલાવવાની વ્યવસ્થા કરવાનું કહેલું એટલે મહાદેવભાઈએ ઘડીભર એમ પણ માની લીધેલું કે ગાંધીજી પોતાની અપાર અહિંસામાંથી ઉદ્ભવતી ઉદારતાથી એમ સૂચવી રહ્યા

છે કે જેને મંદિરમાં જવું હોય તે ભલે જાય. મહાદેવભાઇએ ન તો કંઇ સ્પષ્ટતા કરવાનું કે ઊંડાણથી પૂછવા–સમજવાનું કર્યું કે, ન જનારાંઓને કંઇ સૂચના આપી. આ તેમની ગફલત બાપુના અસહ્ય આઘાતનું કારણ નીવડી.

જ્યારે બાપુએ આ તેમ જ દુર્ગાબેનના મંદિર–પ્રવેશની વાત જાણી ત્યારે પ્રથમ તો તેઓ આઘાત શમાવીને હસ્યા. મહાદેવભાઇને કહે કે, 'હવે તો આપણે ( પત્નીઓને ) ઉંડા ફાડી આપવા પડશે.' પણ એ હાસ્ય તો એમની વેદના ઢાંકવાનું ઢાંકણ હતું. રાત્રે તેઓ સૂઇ શક્યા નહિ, ને સવારે લોહીનું દબાણ, ગભરાવી મૂકે એટલું વધી ગયું. મહાદેવભાઇએ ઘણો ખુલાસો કર્યો પણ ગાંધીજીનો ઉકળાટ શમ્યો નહિ. તેઓ કહે, 'મહાદેવ, તમે ભારે ગફલત બતાવી. તમને પોતાને અન્યાય કર્યો. મને અન્યાય કર્યો. × × × તમારે એ બધાંને આખી વસ્તુ સમજાવવી જોઇતી હતી,' વગેરે. બીજે દિવસે ગાંધી સેવા સંઘની આગળ બાપુએ પોતાના હૃદયની વેદના ઠાલવી: 'મને એટલો આઘાત પહોંચ્યો છે કે મારા મગજની એક નસ તૂટી જાય તો નવાઇ નહિ. × × × જે બહેનો મંદિરમાં ગઇ એમાં એમનું તો અજ્ઞાન હતું. એમનો દોષ ઓછો હતો. દોષ તો એમાં મારો હતો. પણ વધારે દોષ મહાદેવનો હતો. એ એમાં ધર્મ ભૂલ્યા. × × × એમણે મારું દુઃખ તો જાણવું જોઇતું હતું. એમણે એ લોકોના કૃત્યનાં સામાજિક પરિણામોનો વિચાર કરવો જોઇતો હતો. હું નિસ્તેજ બન્યો.........'વગેરે.

એ પ્રસંગે મહાદેવભાઇને ખૂબ વસોવ્યા. પોતે ગાંધીજી સાથે આટલાં વરસ રહેવા છતાં એમના સિદ્ધાંત સમજવામાં ગંભીર ગેરસમજ થઇ હોય તો બાપુ પાસે રહેવાની પોતાની

માનના નથી એવી એવી દુઃખદ સમજણથી તેમણે ગાંધીજી પાસેથી રજા લઈને પોતાને ગામ જઈ ખેતી કરવાનો નિશ્ચય કર્યો. આ રહ્યા એમના શબ્દો: " મને થયું કે ' નીકળ જીવ, તારું સ્થાન બાપુ પાસે નથી. ' મેં રાત જાગતાં ગાળી. પ્રભાતે ચિઠ્ઠી લખીને મને વિદાય દેવાને ગાંધીજીને બોલાવ્યા. આથી એમને અધિક દુઃખ થયું. ભક્તને હાથે મરવું એ અભક્તને હાથે જીવવા કરતાં બહેતર છે. તમારે તમારી ભૂલ સમજી બીજે દિવસે સંઘ લઈ પુરી પહોંચવું જોઈતું હતું તેને બદલે રોવા બેઠા, એ કેવી કાયરતા ? વગેરે કડવાં વેણો મને સંભળાવ્યાં.

" આ વેણો મને તે સમયે આકરાં લાગ્યાં હું બહુ દુઃખી થયો.

રહેવું સોહ્યલું રે, સંતની સાથે સ્વર્ગે જઈને
જીવવું દોહ્યલું રે, સત નિકટ પૃથ્વી પર રહીને

એ ભાવની અંગ્રેજી કડીના ભણકારા મારા કાનમાં વાગતા હતા અને મને સતાવતા હતા. ફરીફરીને મને થતું હતું કે આ બધું ગેરસમજમાંથી નથી ઊપજ્યું ! મોટાં મોટાં પાપને શિવજી હળાહળ પી ગયા તેમ પી જનાર બાપુ આવા એક ક્ષુદ્રદોષ ઉપર આટલા શા સારુ વલોવાયા હશે ! આમ તે રજનો ગજ થતો હશે ? અને ન કરે નારાયણ ને એમાંથી કશુંક થઈ જાય તો જગતની આગળ હું શું મોં બતાવું ? બા શું મોં બતાવે ? દુર્ગા શું મોં બતાવે !

" આ આગ તે કાળની લાગણી છે. આજે સ્વસ્થ થઈને વિચાર કરું છું ત્યારે થાય છે કે હું એમની પરીક્ષા કરનાર કોણ ? મને જે રાઈ લાગે તે એમને પહાડ લાગે તો ! તંદ્રા-રહિત રહીને પચાસ-પચાસ વરસ થયાં ધર્માચરણ કરનાર ધર્મ

સમજે કે રાગદ્વેષથી ભરેલો હું ધર્મ વધારે સમજું ! અને એમની સાથે રુસણું શું ! એમની પાસેથી જઈને ક્યાં જેવાનું હતું ! એમને સંતનું પદ આપીને સ્વર્ગના દેવતા બનાવવા એ ન્યાય કહેવાય ! એ તો પોતાને દેવતા કદી માનતા નથી, મહાત્માયે નથી માનતા, આપણા જેવા કાળા માથાના માનવી માને છે, અને એટલા માટે જ એમની સાથે રહી શકાય છે. કોઈ વાર એમનો તાપ ઉગ્ર થાય તેથી કેમ કંટાળાય ! અને કંટાળીને ભાગીએ કે એ તાપમાં ભગવાન આપણને પણ ખાખ કરી નાખે એમ માગીએ..........."

આ પ્રસંગમાંથી મહાદેવભાઈની બાપુ પ્રત્યેની શ્રદ્ધાભક્તિ, દોષભાનથી વલોવાતું હૃદય અને બાપુ સાથેની નિકટતા તેમ જ એકાત્મભાવની આપણને પ્રતીતિ થાય છે.

*

ગાંધીજી તેમની આરાધ્યમૂર્તિ હતા. સદૈવ સાંનિધ્યમાં રહેવાથી તેમને અર્જુનની જેમ વિરાટદર્શન થઈ ચૂક્યું હતું એટલે તેઓ જગતને એ વિરાટદર્શન કરાવવા મથતા. પેલી ગેરસપ્પાની વાત એમણે જાણી ત્યારે લખેલું કે 'એ વાત સાચી છે પણ એની સાથે એક કડવું રહસ્ય ભરેલું છે. ગાંધીજી મારે માટે ગેરસપ્પા છે, પણ ગેરસપ્પાના ધોધને કોણ ઝીલી શક્યું છે કે હું ઝીલી શકું ! નગનું કે નાના ઝરણાનું પાણી માંડ ઝીલી શકાય. પણ ગેરસપ્પાની નીચે તો ભૂકેભૂકા થઈને ધોવાઈ જઈએ. આજે ગાંધીજી જાણે પોકારીને કહી રહ્યા છે: 'ઝીલો અથવા તો ચૂરેચૂરા થઈ જાઓ.' એ બેમાંથી એક કરવાની ઈશ્વર મને શક્તિ આપો-દેશને શક્તિ આપો !'

ગાંધીજીનાં વિચારો, ફિલસૂફી અને રહસ્યને મહાદેવભાઈની

જેમ પચાવનારા સેવકો તો હિંદુસ્તાનને સારે નસીબે છે, પણ ગાંધીવિચાર ને તેના રહસ્યને દુનિયાભરમાં આટલી વ્યાપક રીતે રજૂ કરનાર તેમના જેવા ભાગ્યે જ બીજા કોઈ હશે. રામકૃષ્ણ પરમહંસના ઉપદેશને જગતમાં ફેલાવવાનું મુખ્ય શ્રેય જેમ સ્વામી વિવેકાનંદને છે તેમ ગાંધીતત્ત્વજ્ઞાનને દુનિયા માટે સુગમ કરવાનું મુખ્ય શ્રેય મહાદેવભાઈને જ છે.

•

મહાદેવભાઈએ ઘણું લખ્યું છે, સુંદર લખ્યું છે, ઘણાને મુગ્ધ કરે એવું લખ્યું છે. પણ જ્યાં ગાંધીજી વિષે અંગત લખવાનો પ્રસંગ આવ્યો છે ત્યારે તેમના લખાણમાંથી તુલસીદાસની રામભક્તિ જેવી ભક્તિ જ નીતરી છે. રામચરિત માનસમાની વિનયપત્રિકામાં ભક્તિના અર્ક જેવી આ કડીઓ તેમને ખૂબ જ પ્રિય હતી:

मम हृदयभवन प्रभु तोरा
तहँ आय बसे बहु चोरा

*

कह तुलसीदास सुन रामा
लूटहीं तस्कर तव धामा
चिंता यह मोहीं अपारा
अपजस नहीं होइ तुम्हारा

[ હે પ્રભુ ! મારું હૃદય એ તો તારું ભવન છે એ ભવનમા અનેક ચોર, અનેક તસ્કર ( કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે ) આવીને ભરાઈ બેઠા છે. અતિશય ઉપદ્રવ કરી રહ્યા છે. મને અનાથ જાણીને સતાવે છે. મને બીજી તો કશી ચિંતા નથી–માત્ર એ ધામ લૂંટાઈ ગયું પરંતુ એ આવા અપવિત્ર તસ્કરોનું ધામ થઈ ગયું તો તેથી તને અપજશ નહિ લાગે ? માટે તું વહારે ધા અને તારું ભવન સંભાળ. ]

'એણે તો પોતાના 'હૃદયને ગાંધીજીનું ભવન બનાવી દીધું હતું. એ હૃદય લેશ માત્ર પણ 'અસ્વચ્છ ન બને એ એક જ ચિંતા તેમને હતી.

આ ભક્તિનું વર્ણન કરવું લગભગ અશક્ય જેવું છે. એ ભક્તિ એમના જીવનરૂપે પચીસ વરસ સુધી અખંડ વહેતી રહી છે. ક્યારેક કોઈ પ્રસંગે એ શબ્દરૂપે પ્રગટ પામી છે તેના ઉપરથી આપણા જેવા દૂર રહેનારને પણ એનું કિંચિત્ પુણ્યદર્શન થઈ શકે તેમ છે.



ગાંધીજીની સવિસ્તર જીવનકથા લખવાની તેમને ભારે હોંશ હતી, અને તે માટે તેઓ પંદરેક વરસથી તેને અંગેની નોંધો કરીને સામગ્રી સાચવી રહ્યા હતા. આ સંબંધીની એમની ઝીણી ઝીણી નોંધો કરેલી કેટલીયે ચોપડીઓ પડી છે તે અન્ય અધિકારી ચરિત્રકારને કામ લાગશે. મહાદેવભાઈ જેવા ભક્તને હાથે ગાંધીજીનું જીવનચરિત્ર ન આલેખાયાની ખોટ તો અણપૂરી જ રહેશે. રામાયણના ઘણાયે ઉત્તમ ગ્રંથો છે જેમાં જ્ઞાન, વિચાર અને ઉપદેશનાં મૌક્તિકો વેરાયેલ પડ્યાં હોય, પરંતુ તુલસી-રામાયણે કરોડો લોકોનાં હૈયાંમાં જે શાંતિ, શીતળતા અને અમૃત સિંચ્યાં છે તેવું અન્ય કોઈ ગ્રંથથી નથી થયું. રોમેરોમથી ગાંધીમય બની ચૂકેલા મહાદેવભાઈ જેવા એકનિષ્ઠ કવિહૃદય પરમભક્તને હાથે લખાયેલી અમર કૃતિ હિંદુસ્તાનને ન મળી શકી એ ક્યારેક ન ભૂલી શકાય એવી ભારે ખોટ છે.



મહાદેવભાઇ તો ગાંધીજીમાં સમાઇ ગયા, દુર્ગાબેનનું શું? મહાદેવભાઇએ બાપુને ચરણે બેસવાનો નિર્ણય કર્યો ત્યારથી માંડીને આખર સુધીના તમામ નિર્ણયોમાં તેઓ મહાદેવભાઇની પડખે રહ્યાં છે. મહાદેવભાઇના આકરામાં આકરા નિર્ણયો તેમને હમેશાં રુચ્યા જ હશે એવું નથી, પરંતુ રુચે-ન રુચે તોયે એમને અનુસરવામાં જ પોતાનો ધર્મ છે એવી ભાવના તેઓ વીસર્યાં નથી. પત્નીના સ્વભાવભેદ, રુચિભેદ તથા અમુક પ્રકારના જીવનસુખના આગ્રહને કારણે ઘણા સેવકોના કર્તવ્યમાર્ગ કઠણ બનતા જોવામાં આવે છે. જિંદગીભર મહાદેવભાઇના નિર્ણયોને પ્રેમ અને શ્રદ્ધાથી અનુસરવામાં જ જેમણે સાર્થકતા માની હશે તેનો ત્યાગ કેવો હશે! કેવી કેવી ઇચ્છા અને મનોરથોને દબાવી દેવાં પડયાં હશે! મહાદેવભાઇ ગાંધીજીની અને તેમના દ્વારા દેશ તથા દુનિયાની જે મહાન સેવા કરી શક્યા તેમાં દુર્ગાબેનનો હિસ્સો જેવો તેવો ગણાય!

ગાંધીજી પાસે આવ્યા એ વખતે મહાદેવભાઇની ઉંમર માંડ પચીસ વરસની હશે. દુર્ગાબેન એ વખતે કેવડાં હશે! ખૂબ ભણેલગણેલ પતિ હવે વકીલાત કરશે, સારું કમાશે અને સુખથી રહેવાશે એવાં કંઇક સ્વપ્નો એમના કોડભર્યા અંતરમાં સેવાયાં હશે-ત્યાં પતિ તો બધું છોડીને ગાંધીજીને ચરણે બેઠા. જે કંઇ હતું તે બધું તેમને સોંપી દીધું. સાદાઇ અને ગરીબાઇ સ્વીકારી લીધાં. આનંદ અને આરામથી જીવવાના મનોરથ ઘડયા હશે તેને બદલે અહીં તો શરીરશ્રમ અને જાતમહેનતનું જીવન આવ્યું. દુર્ગાબેનને આ બધું એમ ને એમ તો થોડું જ ગમ્યું હશે? પરંતુ અહીં પણ મહાદેવભાઇની પ્રેમશક્તિએ જ માર્ગ કાઢયો હશે. શ્રી દુર્ગાબેન હમેશાં મહાદેવભાઇની ઇચ્છાઓ

અને નિર્ણયોને અનુકૂળ રહેતાં આવ્યાં છે. પોતાનો ધર્મ સમજીને સહજ રીતે જ તેઓ મહાદેવભાઈમાં સમાઈ રહ્યાં છે

પણ મહાદેવભાઈમાં સમાવું એટલે તો ગાંધીજીમાં સમાવું એમ જ ને! મહાદેવભાઈને ગાંધીજીથી સ્વતંત્ર એવું અસ્તિત્વ જ ક્યાં હતું? દુર્ગાબેન પણ આવ્યાં ત્યારથી યથામતિ યથાશક્તિ બાપુના કામમાં ઉપયોગી થતાં રહ્યાં છે એઓ પહેલવહેલાં આવ્યાં એ ચંપારણ્ય-સકેતનાં દિવસો. બિહારનાં ગામડાંમાં લોકશિક્ષણ અર્થે ગાંધીજીએ થોડી શાળાઓ કાઢેલી એવું કામ કોલેજની પદવીધર કે શિક્ષિત બહેનોથી નહિ પરંતુ શ્રી દુર્ગાબેન અને શ્રી મણિબેન (શ્રી નરહરિભાઈનાં ધર્મપત્ની) જેવાંથી ચાલતું. પોતે તો ગુજરાતી પણ પૂરું ભણ્યાં નહોતાં ત્યાં ઉચ્ચ કેળવણી કે નૂતન કેળવણીની તો વાત જ ક્યાં? વળી ભાષા પણ હિંદુસ્તાની ન આવડે તો કામ શી રીતે ચાલે? શ્રદ્ધા, ઉત્કટ ભાવના અને સાચું જીવન જીવવાની તૈયારી હોય તો છાપ અને પદવી વગર પણ લોકોની ઘણી સેવા થઇ શકે છે એમ તે પ્રયોગોએ સાબિત કર્યું છે. ગાંધીજીએ 'રેંટિયા'ની શોધ કરી તો તે વખતે રેંટિયો શીખી લેવા માટે તેઓ વિજાપુર જઇ આવ્યાં અને પછી ગોધરાની ભણેલી-ગણેલી બહેનોને શીખવવા માટે ત્યાં થોડા દિવસ રહ્યાં. મહાદેવભાઇની સાથે એકવાર મુંબઈ જવાનું થયું ત્યારે સેટી પીટીટને રેંટિયો શીખવવાનું કામ બાપુએ તેમને સોંપેલું.

એમની ખરી કસોટી તો રંગરૂટની ભરતી વખતે થઇ હતી. પ્રજાની નિર્માલ્યતાનો નાશ કરવા અને દેશહિતનો વિચાર કરીને ગાંધીજીએ લશ્કરભરતીનો નિર્ણય કરેલો. ગુજરાતમાં એક તાલીમ-છાવણી શરૂ કરવાની હતી. ગાંધીજી તો કોઇ કામ હૃદયપૂર્વક

સ્વીકારે એટલે એનો પ્રયોગ ઉત્તમ માણસોથી જ કરે ના ! આ ભરતીમાં સરદાર સાહેબ, મહાદેવભાઈ, નરહરિભાઇ જેવા ચુનંદા સેવકો જોડાયલા. એમને બંદૂકની તાલીમ આપીને રણમેદાન ઉપર લડવા જવાનું હતું. ત્યાંથી, જીવતાં આવવા ખાતરી તો કેમ જ રખાય ? મહાદેવભાઇને આશ્રમમાં આવ્યે એકાદ વરસ થયું હશે. ધનવૈભવ અને સુખનાં સ્વપ્નોની અસર મનમાંથી કાઢી નાખીને સંયમ, સાદાઇ, ઇશ્વરની ભક્તિ એ જ સાચું સુખી ને સંતોષી જીવન છે એવું સમાધાન માંડ દુર્ગાબેન મનમાં ગોઠવી રહ્યાં હશે, ત્યાં લશ્કરમાં જોડાવાના ધડાકાએ એમના આશાભર્યા કોમળ હૃદય ઉપર કેવા પ્રહાર કર્યા હશે ! ગાંધીજી તેમનું દુઃખ અને આઘાત હળવાં કરવા માટે આશ્વાસન આપતા અને ક્યારેક વિનોદ કરીને વાતને હળવી બનાવી નાખતા. શ્રી દુર્ગાબેન અને મણિબેનને પાસે બેસાડીને કહે, ' લ્યો, તમને ખબર પડી ને ! મહાદેવ અને નરહરિ તો લડાઇમાં જવાના. તમે શું કરશો ? જુઓ, તમારે એમ કરવું કે ગરમાગરમ ફૂલકાં બનાવીને તેમ જ ઠંડા પાણીની મટકી ભરીને મને આપજો એટલે હું તેમને પહોંચાડીશ. તમારા હાથનાં ગરમાગરમ ફૂલકાં ખાઇને તથા ઠંડાં પાણી પીને તેઓનો થાક ઊતરી જશે ને તાજામાજા થઇને પાછા લડશે. કેમ, બરાબર છે ને ?' આદર્શની સ્પષ્ટ સમજણ કે ધ્યેયની તાલાવેલીનું જેમને બળ ન હોય એવાં બહેનો કેવળ પતિ પ્રત્યેની નિષ્ઠા અને બાપુના અપાર પ્રેમવાત્સલ્યના જોરે જ આવા આઘાત સહન કરી રહ્યાં હશે ને ! બાપુના દિલમાં એમનું કેવું સ્થાન હશે ?

સતત પ્રવાસ, રખડપાટ અને જેલ–આ બધું તો આજના સાચા રાષ્ટ્રસેવક માટે કાયમના જેવું બની ગયું છે. મહિના-

એના મહિના સુધી જુદું રહેવાનું હોય, એમાંય મહાદેવભાઈનું મોટી જવાબદારીવાળું કામ, પછી અંગત જીવનને અવકાશ જ ક્યાં રહે ? ઘણાને એમ થાય કે દુર્ગાબેન આવું કઠણ જીવન કેમ ઝીલી શક્યાં હશે ? આશ્રમનું કૌટુંબિક વાતાવરણ અને બાપુનું વાત્સલ્ય તો ખરાં જ, પણ ખરું તો એ જ કે વિદેશી શિક્ષણસંસ્કૃતિથી અસ્પૃષ્ટ એવા શ્રદ્ધાપરસ્ત હિંદુકુટુંબમાં સ્વાભાવિક ઉછેર દ્વારા જ પરંપરાથી કન્યામાં જે પતિપરાયણતાનો સહજ ગુણ કેળવાય છે તેવા ગુણના બળ વડે જ મહાદેવભાઈનું આવું તપકઠોર જીવન ઝિલાઈ શકે. મહાદેવભાઈને તો દેશ વંદન કરશે જ, પરંતુ જેમણે પતિપરાયણતા, ત્યાગ અને સંયમથી તેમનો દેશ–સેવા કરવાનો પંથ સરળ કરી મૂક્યો એ દુર્ગાબેન સૌ દેશવાસીઓનાં વંદનનાં સાચાં અધિકારી છે. મહાદેવભાઈ પસ્કેશી સરકારના બંદીવાન તરીકે આગાખાન–મહેલમાં અવસાન પામ્યા ત્યારે તેમને શ્રદ્ધાપૂર્વક અનુસરનાર આ સહધર્મચારિણી તો વર્ધા આશ્રમમાં હતાં. એમના જીવનભરના ત્યાગ ઉપર જાણે કળશ ચઢતો હોય તેમ પ્રિય પતિના આખરી બોલ સાંભળવાનું કે અંતિમ દર્શન કરવાનુંય તેમને માટે નિર્માયું નહોતું. આજે તો મહાદેવભાઈના કાંતેલ સૂતરની સાડીઓ એ તેમનાં અનેક પવિત્ર સ્મરણમાંનું એક મહામૂલું સ્મરણ હશે.

એકના એક પુત્ર નારાયણને આજના જમાનામાં અશક્ય ગણાય એવી રીતે, મહાદેવભાઈએ 'અંગ્રેજી કેળવણી' અને પદવીના મોહથી મુક્ત જ રહેવા દીધો છે. તેની કેળવણી ઘર–આંગણે અને આશ્રમમાં જ થયેલી છે. હૃદયના ગુણોની કેળવણી ઉપરાંત જે અક્ષરજ્ઞાનની કેળવણી આપી છે તેમાં ગુજરાતી, સંસ્કૃત, હિંદુસ્તાની તેમ જ અંગ્રેજી ભાષા તેમ જ ઈતર વિષયો-

નો સમાવેશ થાય છે. નાની ઉંમરમાં તેની બુદ્ધિ તથા હૃદયનો જે વિકાસ દેખાય છે તે ભવિષ્યને માટે ઘણો જ આશાસ્પદ છે એમ તેના પરિચયમાં આવનાર હરકોઈને લાગે તેવું છે.

ધન, વૈભવ અને સુખનાં દુન્યવી આકર્ષણોનો ત્યાગ કરીને ગાંધીજી સાથે જોડાયા, પણ અહીં રાષ્ટ્રસેવાનાં આકર્ષણ પણ ઓછાં નહોતાં. 'ઇન્ડિપેન્ડન્ટ' ચલાવવામાં એમની શક્તિ જોયા પછી તેઓ કાયમ પોતાની પાસે રહી જાય એવી પં. મોતીલાલજીની ઇચ્છા હતી. બોરસદ અને ખાસ કરીને બારડોલી સત્યાગ્રહ વખતે એમણે જે ઉદ્યમ અને કૌશલ્ય બતાવ્યાં તેથી સરદારને તેમના પ્રત્યે ખૂબ આકર્ષણ થયું અને તેમને ગુજરાતના મંત્રી બની પ્રાંતનું સુકાન સંભાળવા સમજાવેલા. ગોળમેજી પરિષદ વખતે પોતાના કામથી દેશવિદેશના અનેક પ્રસિદ્ધ પુરુષોનાં મન હરી લીધાં. ત્યાર પછી આપણા દેશના નેતાઓએ તેમને મહાસભાનું મંત્રીપદ, સ્વીકારવા આગ્રહ કરેલો. વિદ્યાપીઠનું આચાર્યપદ સંભાળવા અનેક મિત્રોએ વીનવ્યા હતા પોતે સ્વતંત્ર રાજદ્વારી આગેવાન થઈ શકે એવી શક્તિઓ ધરાવતા હતા, પરંતુ તેમને આ બધી શક્તિ તો ગાંધીજીની ભક્તિના સાધન જેવી જ લાગતી. ગાંધીજીની ભક્તિ એ જ તેમના જીવનનું રટણ હતું, એમાં જ તેમના જીવનની ધન્યતા-સાર્થકતા લાગતી હતી. એટલે તેમણે પોતાનું બધુ તો ગાંધીજીને સમર્પણ કર્યું–પત્ની અને પુત્ર સુદ્ધાં ગાંધીજીને જ અર્પણ થયેલાં છે ને ? ગાંધીજીની આત્મકથાને 'સત્યના પ્રયોગો' એવું યથાર્થ નામ અપાયું છે. મહાદેવભાઈની જીવનકથા લખાય ત્યારે તેનાં ઘણાં વિશેષણમાંથી આત્મસમર્પણની કથા અથવા આત્મસમર્પણના પ્રયોગો એ સૌથી વધુ યથાર્થ ગણાય.

પોતે કેવા પ્રકારના સંકલ્પ કે ઉદ્દેશથી પ્રેગાઈને ગાંધીજી સાથે જોડાયા હતા એમ શ્રી કિશોરલાલભાઈએ એમને એકવાર પૂછેલું. શ્રી કિશોરલાલભાઈની કલ્પના એવી હતી કે કોઈ ચોક્કસ ક્ષેત્રમાં દેશસેવા કરવી એવો એમના જીવનનો મૂળ સંકલ્પ હશે અને તે ગાંધીજીના હાથ નીચે રહીને સિદ્ધ કરવાનો મનોરથ હશે, પણ મહાદેવભાઈએ તો કહ્યું કે, ' ગાંધીજીની સેવા કરતાં કરતાં જીવન ખપાવી દેવું–એ સિવાય મારો કોઈ સંકલ્પ હતો જ નહિ. ગાંધીજીના પરિચયમાં આવ્યો ત્યારથી એમના પ્રત્યે એક એવા પ્રકારની ભક્તિ ઊપજી કે મને લાગ્યું કે આ પુરુષના ચરણની સેવા કરતાં કરતાં મારું આયુષ્ય પૂરું થઈ જાય તો મારું જીવન સાર્થક થયું સમજું.'

આગાખાન–મહેલમાં બાપુના ચરણમાં જ એમણે પ્રાણ ખોયા–જાણે ઈશ્વરે સાચા હૃદયની એમની ઇચ્છા સફળ કરી.

## ૧૫

# 'અતંદ્રિત'ની અમર શાંતિ

ઉનાળાના દિવસો છે. મધ્યરાત્રિએ જંગલમાંથી ગાડી ચાલી જાય છે. ત્રીજા વર્ગના ડબ્બામાં ગાંધીજીની મંડળી પ્રવાસ કરી રહી છે. બાપુજી સૂતા છે અને મહાદેવભાઈ તેમને ગરમીમાંથી રાહત આપવા પંખો નાખી રહ્યા છે. રાતદિવસના અથાગ પરિશ્રમથી થાકેલું શરીર. પવન નાખતાં નાખતાં પંખો ક્યારે હાથમાં થંભી ગયો ને ઉજાગરે ઘેરાયેલ આંખ ક્યારે નિદ્રામાં બિડાઈ ગઈ તેનો મહાદેવભાઈને ખ્યાલ સરખોય ન રહ્યો. થોડી વારે ચમકીને જાગીને જુએ છે તો બાપુ તેમને પંખો નાખી રહ્યા છે! કેવું ધન્ય દૃશ્ય!

મહાદેવભાઈને જેમણે કામ કરતા જોયા છે તેમને હમેશાં આશ્ચર્ય જ રહ્યું છે. સોળ–સોળ કલાક કામ તો સાધારણ ગણાય એ બધા વચ્ચે નિયમિત કાંતવાનું અને ગમે તેટલા મોડા સૂતા હોય તોયે સવારની વહેલી પ્રાર્થનામાં તો અચૂક હાજર થવાનું જ. ગોળમેજી પરિષદ વખતે કેટલાય દિવસો સુધી વીસ–વીસ અને ક્યારેક બાવીસ કલાક પણ કામ ખેંચેલું.

આરામ શું એ તો તેમણે કદી જાણ્યું જ નથી. વરસો સુધી લાગલાગટ રોજ આટલા લાંબા કલાકોનો સતત અને સખત પરિશ્રમ તેઓ શી રીતે ખેંચતા હશે એનો જવાબ ઉત્કટ શ્રદ્ધા અને ભક્તિ સિવાય જડવો કે સમજવો મુશ્કેલ છે. પરંતુ. ગમે તેવી પ્રબળ ધર્મભાવનાનું પ્રેરકબળ હોય તોય શરીરને-આ માટીના શરીરને-વહેલીમોડી એક મર્યાદા તો આવી જ જાય છે. ઘણા સમર્થ માણસોનું કામ એકલે પંડે વીજળિક શક્તિ અને વીજળીની ઝડપથી ખેંચ્યે જનાર મહાદેવભાઈના શરીર ઉપર વિપરીત અસર થતી રહેવાનાં બાહ્ય ચિહ્નો તો ત્રણ–ચાર વરસથી પ્રગટ થવા મંડેલાં. ૧૯૩૮ના સપ્ટેંબરમાં તેઓ ભારે બીમાર પડી ગયા ને ડૉ. જીવરાજ મહેતા તથા ડૉ. ગિલ્ડરે એવો નિર્ણય આપ્યો કે, 'એમને લાંબા આરામની જરૂર છે, ને જો તે વિષે દુર્લક્ષ કરવામાં આવશે તો બધું હલન-ચલન અટકી જવા સંભવ છે.' આ ચિંતાજનક સમાચારના ખબર આપતાં ગાંધીજીએ તેને કુદરતે આપેલી સખત ચેતવણી ગણાવેલીઃ 'તેની અવગણના કરીએ તો એમને ને મને નુકસાન થયા વિના નહિ રહે. હું આ ચેતવણીને મને પણ મળી ગણું છું, કેમકે મહાદેવ આરામ લે એવો આગ્રહ હું ન રાખું તો હાથમાં કલમ લઈને પ્રસન્નતાથી પ્રાણ છોડવાની શક્તિ એમનામાં તો છે. હું જો શાણો ને સાચો હોઉં તો તેઓ આવશ્યક આરામ લેશે. તેથી હાલ કેટલાક વખતને માટે તો વાચકોએ મહાદેવનાં પરિચિત ને પોષક લખાણો વિના ચલાવી લેવું પડશે........ × × × જ્યાં સુધી મહાદેવની માંદગી ચાલે છે ત્યાં સુધી વાચકો 'હરિજન'ના સંપાદનમાં જે ત્રુટિઓ જુએ તે નભાવી લે... ....' વગેરે.

પણ કામ અને પરિશ્રમ જેનો શ્વાસ-પ્રાણ હોય તે સાવ નિષ્ક્રિય તો કેમ બેસી શકે? અને ગાંધીજી ઉપર કામનો બોજો વધે એ તો તે કેમ જ સાંખી શકે! હલનચલન કાયમ માટે અટકી પડે એવી કુદરતની ને ડૉક્ટરોની સખત ચેતવણીના કાળમાંય પથારીમાં પડયાં પડયાં ટપાલ વાંચવાનું ને નોંધો લખવાનું કામ તો ચાલુ રાખ્યું અને સાથે નીચેની નોંધ જોડીઃ

'મારા મનમાં એવો ગર્વ હતો કે અનેક વરસો સુધી રજા લીધા વિના વૈતરું કર્યે જવાય એવું ખડતલ શરીર મને ભગવાને આપ્યું છે, પણ મારો એ ગર્વ ઇશ્વરે હર્યો છે, ને મારા છેક જ બાર વાગી જાય તે પહેલાં એણે ચેતવણી આપી દીધી છે એ એની દયા છે. કંઈ પણ પ્રવૃત્તિ કર્યા વિના પથારીમાં પડયા રહેવું એમાં કંઇ આનંદ નથી, પણ હું આખો દિવસ મનમાં ચિડાયા વિના પડયો રહું છું. અને મારે શા સારુ ચિડાવું જોઇએ? જેણે મને ૨૧ વરસ લગી ગાંધીજીની ને તેમની દ્વારા દેશની સેવા કરવાની શક્તિ આપી છે તે જો સેવાનો અંત આણવા ઇચ્છે તો મારે ચિડાવું શા સારુ જોઇએ? એણે જેટલું આપ્યું એ હું એનો અનુગ્રહ માનું છું. અને જગતમાં કોઈનું પણ કામ થઇ રહ્યા પછી એને એ ક્ષણવાર ટકવા દેતો નથી એ જ્ઞાન મને છે એટલે મને આનંદ છે. તે દરમિયાન હું ગાંધીજીની ક્ષમા માગીને આ નોંધો લખું છું કેમકે આ ઝાઝા પરિશ્રમ વિના લખી શકાય એમ લાગે છે.'

આમ પથારીમાંય પોતાથી થઇ શકે તે કામ ચાલુ રાખ્યું. ડૉક્ટરો તો શું, હરકોઈ કહી શકે કે આ અતિપરિશ્રમનું પરિણામ છે. ગાંધીજી પણ એ જાણતા, પરંતુ તેમનું જીવનશિક્ષણ અને હૃદયવિકાસ જુદી જ રીતે ચાલતાં હતાં. તેઓ તો માનતા કે

સંપૂર્ણ અનાસક્તિ કેળવી હોય તો ગમે તેવા બૌદ્ધિક પરિશ્રમથી શરીર અટકે જ નહિ. આ રહ્યા તેમના પ્રતીતિજનક ને ઉચ્ચ કર્તવ્યભાવનાથી નીતરતા શબ્દો :

"મારી તબિયતમાં સુધારો થઇ રહ્યો છે, પણ માંદગી પહેલાં હું બારથી વધારે કલાક કામ કરતો તેવું સતત કામ ફરી કરી શકાય એટલી શરીરશક્તિ મેળવવાને હજુ કેટલોક વખત રાહ જોવી પડશે. જો કે એક માનસશાસ્ત્રીએ કહ્યું છે તે હું સાચું માનું છું કે બૌદ્ધિક અતિશ્રમને લીધે કદી મન કે જ્ઞાનતંતુ કામ કરતાં અટકી પડતાં જ નથી. આપણી ત્રુટિ એ છે કે આપણે કામો અને સમયનો મેળ બેસાડી શકતા નથી, અથવા તો ગાંધીજીએ કહ્યું છે તેમ આપણામાં અનાસક્તિ નથી. આપણે જો અનાસક્તિપૂર્વક કામ કરી શકતા હોત તો આપણને જોઇએ તેટલો બધો આરામ આપણા કામમાંથી મળી રહેત. તો પછી ઉતાવળ કે દોડધામની, અનિયમિતતાથી જલદી જલદી ખાઇ લેવાની જરૂર ન રહેત કે રાતે ઊંઘ ન આવે એવું કદી ન બનત. તો આપણે કર્તવ્યભાવે જીવનનાં નાનાંમોટાં કામ કરતા હોત ને સાંજ પડયે, એક જણે કહ્યું છે તેમ, પ્રસન્નતાથી કહી શકતા હોત કે, હું મારી ઓરડીમાં જાઉં છું ત્યાં અંધારું કહે છે 'ઊંઘી જા.' હું કપડાં ઉતારું છું ત્યાં જ જાણે મને અવાજ સંભળાય છે 'ઊંઘી જા.' હું ઓશીકા પર માથું મૂકું છું ત્યાં ઓશીકું કહે છે 'ઊંઘી જા.' અથવા તો કપડાં બદલ્યા વિના કે સવાનો ઓરડો કે ઓશીકું ખોળવા પડયા વિના જ ઊંઘ આવી જતી હોત—પણ એને માટે સૌથી મોટી જરૂર તે અનાસક્તિની છે."

આમ એમને આરામ દ્વારા 'આરોગ્ય'ની નહિ પણ અના-

સક્તિ દ્વારા આરોગ્યની પડી હતી. એટલે પથારીમાં પડ્યાં પડ્યાં જે બને તે કરતા રહ્યા અને થોડુંઘણું શરીર સારું થતાં વળી અસલ કામે ચઢી ગયા.

૧૯૪૨ના એપ્રિલ માસમાં વળી પાછી એકવાર તબિયત લથડેલી ત્યારે સ્વજનોના આગ્રહથી દિલ્હીની કારોબારીની બેઠક પછી એક અઠવાડિયું હરિદ્વાર જઈ આવ્યા. પણ ત્યાંયે નિષ્ક્રિય થઈ બેઠેલા સાધુ-સંન્યાસીઓને કર્મયોગનો મંત્ર આપવાની ને રેંટિયો દાખલ કરાવવાની પ્રવૃત્તિ વિના તો ન જ રહી શક્યા.

અને એ દિવસો પછી તો એમને આરામની ગમે તેવી જરૂર હોય તોય ક્યાં મળે એવું હતું! દિવસ જાય ને કામ વધે એવી સ્થિતિ છેક આખર સુધી રહી. મહાસમિતિની બેઠક માટે નીકળ્યા તે પહેલાં ગાંધીજીને મળવા માટે અનેક વિદેશી પ્રવાસીઓ, રાજકારણના અભ્યાસીઓ અને પત્રકારો આવતા. પ્રસિદ્ધ પત્રકાર લૂઈ ફિશર આવીને એક અઠવાડિયું રહી ગયેલ. મહાદેવભાઈનું કામ આખો દિવસ તો ચાલતું જ હોય. સાંજના સાત વાગ્યે પાછા સેવાગ્રામથી ચાલીને વર્ધા આવે. રાત્રિના કલાકો માટે કામ લાવ્યા જ હોય. જમવાની પરવા કર્યા વિના મોડી રાત સુધી લૂઈ ફિશર સાથે ચર્ચા કરીને તેમને ગાંધીજીનું 'દેશ ખાલી કરો' નું દૃષ્ટિબિંદુ સમજાવતા હોય. દુર્ગાબેનને સ્વાભાવિક રીતે જ આની ચિંતા રહેતી અને કોઈ વાર તે વ્યક્ત પણ કરતાં. હવે બસ હદ ઓળંગી જવાય છે એમ લાગ્યું ત્યારે એકવાર ચેતવણી પણ આપી ને કાંઈક આરામ લેવા સૂચવ્યું. મહાદેવભાઈએ જવાબ આપ્યોઃ 'હું બધું સમજું છું, પણ તને ખ્યાલ છે કે જે કામ લાખો રૂપિયા ખરચતાં પણ ન થઈ શકે તે કામ (દુનિયાનો લોકમત કેળવવાનું) આવા એકને સમજાવી

શકું તો કેટલું બધું સરળ થઇ જાય ? બાપુની વાત જો આ માણસને બરાબર ગળે ઉતરાવી શકું તો એ કેવું મોટું મહાભારત કામ થાય ? દુનિયાને બાપુનો સદેશો પહોંચાડતાં પહોંચાડતાં માથું ફાટી જાય તોયે તે લેખે છે.' આમ કહેતી વખતે તેમને ખ્યાલ હશે ખરો કે એ ઉજાગરા અને અતિપરિશ્રમ તેમની તૂટું તૂટું થઈ રહેલી કાયા ઉપર સાચે જ ઉંદરડા ધાનું કામ કરતા હતા ? આ પછી તુરતમાં જ મુંબઇની મહાસમિતિ મળી અને ત્યારપછીના આઠ દિવસમાં તો એઓ પરદેશી સરકારના બંદીવાન તરીકે, ભારતમાતાની મુક્તિના એક કારાવાસી યોદ્ધા તરીકે જીવનની ક્ષણેક્ષણ જેમની ભક્તિ કરી છે એ પૂજ્ય પુરુષના ચરણમાં સત્ય અને અહિંસાનું રટણ કરતાં કરતાં જ પરમ શાંતિમાં પોઢી ગયા. કબીરની પેલી પ્રસિદ્ધ સૂક્તિની જેમ તેમણે શરીરના અણુ અણુ પાસેથી છેલ્લી ક્ષણ સુધી કામ લઇને એ કાયારૂપી ચાદર એના માલિકને 'જ્યોં કી ત્યોં' ધરી દીધી. એવા આત્માને આપણી પ્રાર્થના વિના પણ અમર શાંતિ સિવાય બીજું શું હોય ?

૧૬
# તીર્થભૂમિ

મહાદેવભાઈના મૃતદેહને જ્યાં અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો એ સ્થળે એક સમાધિ રચવામાં આવી છે. એના ઉપર શંખલાં વતી ' ૐ ' નું પવિત્ર ચિત્ર કરવામાં આવ્યું છે. ગાંધીજી જ્યાં સુધી અટકાયતમાં રહ્યા ત્યાં સુધી રોજ આ સમાધિની પ્રદક્ષિણા કરી એના ઉપર ફૂલો ચડાવતા

પાછળથી બાનું અવસાન થતાં એમના શબને મહાદેવભાઈની સમાધિની બાજુમાં જ અગ્નિદાહ આપી એ ભસ્માંકિત ભૂમિ ઉપર કાચી સમાધિ રચવામાં આવી અને તેના ઉપર ' हे राम ' લખવામાં આવ્યું.

ગાંધીજી અને એમના સાથીદારો રોજ સવાર–સાંજ આ સમાધિની યાત્રા કરતા અને ફૂલ ચઢાવતા. રોજ સવારે ગીતાના બારમા અધ્યાયનો પાઠ કરતા. મહાદેવભાઈની સમાધિ ઉપર ગાંધીજી પોતે જ ફૂલોનો ક્રોસ બનાવતા, ને બાની સમાધિ ઉપર સ્વસ્તિક રચવામાં આવતો. શ્રી સુશીલા નાયર કહે છે તેમ આ કંઈ અવસાન પામેલાંની મૂર્તિપૂજા નહોતી પણ એમના ગુણોનું સ્મરણ હતું–એ ગુણો પ્રત્યે શ્રદ્ધાંજલિ હતી આ બે મહાન વ્યક્તિઓના ગુણોનું અમે સ્મરણ કરી શકીએ એવી ઈશ્વર પ્રત્યેની અમારી પ્રાર્થના હતી.

જેલમાંથી છૂટ્યા પહેલાં ગાંધીજીએ સરકારને પત્ર લખ્યો હતો કે આ બે સમાધિનાં સ્થાનો એ પવિત્ર સ્થાનો છે, અને તેનો બીજો કશો ઉપયોગ ન થવો જોઈએ. એ સમાધિ પાસે જવાની લોકોને રજા હોવી જોઈએ.

પચીસ વર્ષ પહેલાં જે ગુરુને ચરણે બેઠા એ ગુરુએ પોતાના શિષ્યનો દેહ જ્યાં પડ્યો એને પોતાના તપ-પ્રભાવથી તીર્થ-સ્થળ બનાવી દીધું. એવા મૃત્યુની કોને ઈર્ષા ન આવે!

મહાદેવભાઈનાં જીવનનો અને મૃત્યુનો વિચાર કરીએ છીએ ત્યારે સહજ જ એમ બોલી જવાય છે:

ધન્ય એ જીવન! ધન્ય એ મૃત્યુ!



निर्मानमोहा जितसंगदोषाः
अध्यात्मनित्या विनिवृत्तकामाः ।
द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै
र्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥

न तद् भासयते सूर्यो न शशांको न पावकः ।
यद् गत्वा न निवर्तन्ते तद् धाम परमं मम ॥

ॐ

शांतिः ! शांतिः ! शांतिः !

# 'સર્વે શુભોપમાયોગ્ય'

કિશોરલાલ ઘ. મશરૂવાળા

ગાંધીજી અને મહાદેવભાઈનો સબંધ શાની સાથે સરખાવી શકાય? ઘણાં વર્ષ પર એકવાર મેં એને કૃષ્ણ-ઉદ્ધવ જેવો વર્ણવ્યો હતો. પણ એ તો મંત્રીવર્ય, મિત્રવર્ય અને ભક્તવર્ય—ત્રણે ભેગા હતા. એમને રામના હનુમાન અને લક્ષ્મણ તથા તુલસીદાસજીએ વર્ણવેલા શિવ સાથે પણ સરખાવી શકાય, અને છતાં તેના કોઈ પણ એક સંબંધમાંથી મહાદેવભાઈની વિશિષ્ટતા મળી શકે એમ નથી. જૂની રૂઢિરૂપે યોજાતું 'સર્વે શુભોપમાયોગ્ય' વિશેષણ મહાદેવભાઈ માટે અક્ષરશઃ લાગુ પડે છે.

પ્રાણને જેમ હવા તેમ મહાદેવભાઈને ગાંધીજી હતા. એમનું આયુષ્ય જોખમમાં આવી પડે એવી કોઈ પણ સૂચનાની કલ્પના પણ એમને અસહ્ય હતી. તેની તાત્ત્વિક ચર્ચા કરવાને પણ એમનું મન તૈયાર ન થતું. આનો અર્થ એ નથી કે અનશનની ચર્ચા કરવા એ તૈયાર ન હતા, પણ બાપુજીના અનશનનો ઇશારોયે અસહ્ય હતો. પોતાનું જ નાકમોઢું દાબી દેવાની ચર્ચા કરવાની કોની તૈયારી હોય? પણ બાપુજીના વિચારો તો એ દિશામાં વેગથી વહી રહ્યા હતા. આપ્તમંડળ,

ઈશ્વરવાદી, અનીશ્વરવાદી, સમાજવાદી બીજા મહાસભાવાદી–જે જે કોઈ ઝીણવટથી એ ચર્ચામાં ભાગ લઈ શકે તે બધા સાથે તેઓ તેને છેડતા, અને તે ચર્ચા મહાદેવભાઈને અસ્વસ્થ કરી મૂકતી હતી. સેવાગ્રામથી મુંબઈ ગયા તેના પહેલા થોડા દિવસ સુધી તેમની ઊંઘ જ ઊડી ગઈ. અને જ્યાં સુધી બાપુ તરફથી તેવું આશ્વાસન ન મળ્યું કે તેઓ અનિવાર્ય નહિ થાય ત્યાં સુધી અનશન નહિ કરે, ત્યાં સુધી તેમની બેચેની ગઈ નહિ. મેં સાંભળ્યું છે કે મુંબઈ જઈને પણ તેમણે બાપુજીનો આ વિચાર મોળો પડાવવા નેતાઓ દ્વારા સારી પેઠે પ્રયત્ન કર્યો હતો, અને તેને પરિણામે જ જેલમાં જતાં જ અનશન ન કરવાનું તેમણે આશ્વાસન આપ્યું હતું.

પણ જેલમાં શી રીતે બાપુને રાખવામાં આવ્યા છે તે વિષે પ્રજા તો સાવ અંધારામાં જ છે. બાહ્યજગત સાથેનો એમનો સંબંધ, અમને ખબર છે ત્યાં સુધી તો, સાવ જ તોડી નાખવામાં આવેલો છે. કોઈની પણ તરફથી આશ્રમને એક પત્તું પણ મળ્યું નથી. કેટલીક વ્યક્તિઓ એવી છે કે જેમને બાપુજી હજાર કામના બોજા નીચે પણ એક લીટીનુંયે પત્તું દરરોજ લખતાં કે લખાવતાં ચૂકે નહિ. એ બધા આજે આઠ દિવસ થઈ ગયા તોયે કશાયે સમાચાર વિના મૂંઝાઈને બેઠેલા છે. આવી પરાધીનતાને નિભાવી લેવી ગાંધીજીને માટે કેટલી અસહ્ય છે તે ગાંધીજીને જાણનાર સહેજે કલ્પી શકે. આવાં બંધનોમાં જીવનને ટકાવવું ગાંધીજીને માટે અશક્યવત્ છે. આથી પૂનાના કાળભવનમાં કેવા પ્રકારનું વાતાવરણ સાત દિવસ દરમિયાન રહ્યું હશે, અને તેની મહાદેવભાઈના લોહીના દબાણ ઉપર કેવી અસર થઈ હશે તેની કલ્પના કરી શકાય છે.

છેલ્લા ઉનાળામાં મહાદેવભાઈની તબિયત સેવાગ્રામમાંયે સારી પેઠે નરમ થઈ હતી. કેટલાક દિવસ સુધી થોડા આંટા મારતાં જ એમની આંખે અંધારાં આવતાં, અને તે કશું દેખી શકતા નહિ. બ્લડપ્રેસર કોઈ દિવસ સારી પેઠે વધી જતું તો કોઈ દિવસ સંતોષકારક લાગતું. આરામ લેવાનો ને આપવાનો બધા નિશ્ચય તો કરીએ, પણ તોયે ત્રણ–ચાર કલાકની બૌદ્ધિક મહેનત થયા વિના રહે જ નહિ. અનેક વાતો અને પત્રોની એમને જ જાણ હોય. અનેક પ્રકારની નોંધો એ જ એમની અનુપમ શૈલિમાં લખી શકે એમ હોય. કેટલાક પત્રલેખકો એવા હોય કે જેમને બાપુજી અથવા મહાદેવભાઈ જવાબ આપે તો જ સંતોષ થાય એમ હોય. એટલે કાં તો બાપુજીને બચાવવા રહ્યા અથવા તો મહાદેવભાઈને આમ આરામ લેવાનો વિચાર છતાંયે કેટલીક મહેનતમાં નાખવા રહ્યા.

મહાદેવભાઈનું આખું શરીર જાણે હૃદયનું જ બનેલું હતું. એમની આંખોમાં, એમના સ્પર્શમાં, એમની વાણીમાં, એમની બુદ્ધિમાં એમની ચીડમાં તેમ જ વહાલમાં અને એમની દરેક ક્રિયામાં એમના હૃદયનો જ સીધો સ્પર્શ થતો. પણ એ હૃદય પણ એમનું પોતાનું રહ્યું નહોતું. એ તો બાપુજી સાથે જોડાઈ ગયેલું હતું. વ્યક્તિઓ તેમ જ વિચારોને તે બાપુજીની જ નજરે જોઈ શકતા. જેમને બાપુએ અપનાવ્યા, સખા ગણ્યા, આદર આપ્યો તે મહાદેવભાઈનાં પ્રેમ, આતિથ્ય અને કીર્તિગાનનો વિષય બન્યા જ સમજવા–પછી તે વ્યક્તિના ગમે તે વિચારો હોય. યોગશાસ્ત્રમાં કહ્યું છે કે પ્રાણ અને ચિત્તનો પરસ્પરસંબંધ એવો છે કે એકના ચલન તથા નિરોધથી બીજાનું ચલન તથા નિરોધ થઈ જાય છે. એ વધારે વિશાળ અર્થમાં મહાદેવભાઈના જીવનમાં લાગુ પડતું હતું. ઉપર કહ્યું તેમ બાપુજી

મહાદેવભાઈનો પ્રાણવાયુ હતા, અને તેથી જ મહાદેવભાઈના ચિત્તના સંચાલક અને નિરોધક એમની સર્વે શક્તિઓ, સર્વ 'સાધન-બળ-વચન-ચાતુરી' બાપુજીને અર્પણ હતાં.

'હરિજન'ના વાચકોની એ ખોટ તો હવે કોઈ રીતે પૂરી પાડી શકાય એમ છે જ નહિ એમના કરતાં વધારે વિશાળ વાચન કરેલા વિદ્વાનો ઘણા હશે; એમના કરતાં વધારે સ્મૃતિ ધગવનારાયે હશે; એમની શણગારશક્તિનો પણ કોઈ મુકાબલો કરી શકશે; પણ એ બધું ગાંધીજીના ચિત્તની સાથે અનુસંધાન કરીને કરવું એ તો ' न भविष्यति ' થયું

મહાદેવભાઈની અમને સૌને પડેલી અંગત ખોટનું શું કહેવું? નરહરિ-મહાદેવભાઈની પહેલાંથી જ જોડી હતી; અને મહાદેવભાઈ-દુર્ગાબેન તો શિવ-પાર્વતીનું જ જોડું ગણાય એ જોડીઓ તૂટી. પણ તે જોડીઓમાંથી તો અમારું સૌનું જૂથ બની ગયું હતું. એમાંથી પંડિતજી ખર્યા, જમનાલાલજી ખર્યા, અને આજે મહાદેવભાઈ ખર્યા! આગળ હજુ શું નિર્માયું છે તે કોણ કહી શકે?

બાપુજીની પોતાની ખોટ તો શું વર્ણવવી? બાપુજી જો મહાદેવભાઈના પ્રાણવાયુ હતા, તો મહાદેવભાઈ બાપુજીનું ફેફસું હતા એમના વિના બાપુજીને છૂટીનેયે હરિજન ચલાવવાનો કેટલો રસ રહેશે એ કહેવું મુશ્કેલ છે. કર્તવ્યબુદ્ધિથી સર્વે વિટંબણાઓ વચ્ચે પણ ધીર મહાત્મા પોતાની ફરજો બજાવ્યે જાય કે ખરા; પણ છેવટે તેનીયે એક મર્યાદા આવે છે નિદાન સાધનોના ભાંગવાથી પડતી ખામી તો જણાય જ. એ નિયમમાંથી મહાત્મા ગાંધીયે કેમ છટકી શકે?

સેવાગ્રામ ૧૬-૮-'૪૨

જે દિવસે મહાદેવભાઇ બાપુજી પાસે આવ્યા તે દિવસ આજે પણ તે દિવસ જેટલો જ તાજો છે. બાપુજી ગુજરાતના જાહેરજીવનનો પાયો નાખવા માટે ગોધરા જવાની તૈયારીમાં હતા, અને મહાદેવભાઇએ એમની પાસે આવીને એમના મંત્રી થવાની માગણી કરી. મુગ્ધભાવે એમણે પોતાના અક્ષર ગાંધીજીને બતાવ્યા, પોતે કેવી ભાષા લખે છે એ પણ ગાંધીજી આગળ રજૂ કર્યું, પણ ગાંધીજીએ તો એમનું નિર્મળ હૃદય, નિષ્ઠાશક્તિ અને આત્માર્પણની ભાવના જ જોયાં હશે. જેને તારામૈત્રક કહે છે એવી રીતે એમનો ગાંધીજી સાથેનો સંબંધ બંધાયો. ત્યાર પછી ગાંધીજીએ એમને અનેક કામોમાં નાખ્યા. મહાદેવભાઈ જેવા શક્તિશાળી, સંસ્કારી અને સમયજ્ઞ માણસ આગળ પ્રલોભનોનો ક્યાંથી જ તોટો હોય ? શ્રી. મોતીલાલજી નેહરુ, દેશબંધુ ચિત્તરંજનદાસ અને સરદાર વલ્લભભાઈ ત્રણેએ મહાદેવભાઇને અનેક રીતે ખેંચ્યા, પણ મહાદેવભાઇ અલિપ્તના અલિપ્ત જ રહ્યા. અને આ કામ સહેલું ન હતું, કેમકે મહાત્માજી દાનવીર કર્ણની પેઠે દેશના મહાન નેતાઓની ભીડ ભાંગવા અને મહાદેવભાઇને સોંપવા તૈયાર થતા હતા.

મહાદેવભાઇ ગાંધીજીનાં આ ૨૫ વરસની અદ્ભુત તપસ્યાના અનન્ય સાક્ષી હતા. મહાદેવભાઇ એટલે ગાંધીજીના પુરુષાર્થની જીવનકથા એમ જ બધાને લાગતું. તાવના ઘેનમાં ગાંધીજી કાંઈ બોલ્યા હોય તો તેની પણ નોંધ મહાદેવભાઇ પાસે તૈયાર.

મહાદેવભાઇના ત્યાગની વાત અનેક રીતે કરી શકાય. પણ પ્રેમાળ પતિ અને પ્રેમાળ પિતા તરીકે આદર્શ સ્થિતિ ભોગવતાં છતાં એમણે ગાંધીજીની સેવામાં યતકિંચિત્ ઊપણ ન આવે

એવી જ રીતે કૌટુંબિક જીવન ભોગવ્યું, તે એમની નિષ્ઠાની મોટામાં મોટી કસોટી હું ગણું છું.

જે દેશમાં અને જે જમાનામાં મહાદેવભાઈ જેવાં નરરત્નો પાકે છે તે દેશ અને તે જમાનાનું ભાવિ ઉજ્જવળ જ છે.

હિંદુસ્તાનના તેમ જ દુનિયાભરના અસંખ્ય લોકોએ મહાદેવભાઈના જીવનની ખુશબૂ ચાખી છે. એ જો મહાદેવભાઈની પવિત્ર સ્મૃતિ પોતપોતાના હૃદયમાં વાવી દે તો નશ્વર દેહ છોડીને મહાદેવભાઈ આ જ દુનિયામાં અમરપણે વિચરે છે એમ નિઃશંકપણે કહી શકાય.

જ્યારે શ્રી મગનલાલભાઈ ગાંધી ગયા ત્યારે બાપુજીએ કહ્યું કે, 'હું રંડાયો છું.' જ્યારે શ્રી જમનાલાલજી ગયા ત્યારે ગાંધીજીએ કહ્યું કે, 'જેને મેં મારો દીકરો ગણ્યો એનો જ ઉત્તરાધિકારી વારસ થવાનું મારે માથે આવ્યું છે.' હવે તો જમનાલાલજીને ગયાને માંડ ૭ મહિના થયા ત્યાં એમના ૨૫ વરસના સાથી ચાલ્યા ગયા છે. એ ખોટ તો તેઓ હિંદુસ્તાનના સ્વાતંત્ર્યના સંકલ્પને જોરે જ સહન કરી શકે એમ છે.

વીરના મરણ વખતે અશ્રુની શ્રદ્ધાંજલિ અપાતી નથી. બલિદાનના લોહીની અંજલિથી જ વીરપુરુષનું તર્પણ થઈ શકે છે. અને ઈશ્વરે એ સંધિ આપણને બધાને માટે આપેલી જ છે.

સેવાગ્રામ, ૧૬-૮-'૪૨

# મહાદેવ

વેરિયર એલ્વિન

રેડિયો ઉપર શ્રી મહાદેવ દેસાઈના દેહાંત-સમાચાર સાંભળતાં મારી આસપાસનું નિર્જન વન વધુ નિર્જન બની ગયું. એ આખી રાત હું જાગતો જ પડી રહ્યો. ત્યારે મારા મનમાં એ વહાલસોયા મિત્રનાં અનેકાનેક સ્મરણો ઊભરાતાં રહ્યાં. પોતાને પ્રિય એવા બારડોલીના ખેડૂતો વચ્ચે રણમેદાન પરના મહાદેવ યાદ આવ્યા. સાબરમતી આશ્રમમાં એમણે મને ટૉલ્સ્ટૉય વાંચતાં કેવી રીતે શીખવેલું તે યાદ આવવા લાગ્યું. જેને જગતની કોઈ વસ્તુ બંદીવાન બનાવી ન શકે એવા એ આદમીનાં પ્રાણ અને સૌંદર્યે એમની મારી મુલાકાત વખતની ગમગીન જેલ-ઑફિસના વાતાવરણને પણ કેવું પલટાવી નાખેલું એ દૃશ્ય મારી નજર સામે તરવા માંડ્યું. ત્યારબાદ ગોળમેજી પરિષદ પછીની ગાંધીજીની ગિરફતારી વેળાની તેમની છબી યાદ આવી. ઘણાખરા મંત્રીઓ મ્લાન કે કિંકર્તવ્યમૂઢ બની જાય એવી એ પળે પણ તેઓ કેવા શાંત ધીર અને હમેશની માફક ઉત્કૃષ્ટ પ્રકારે કાર્યદક્ષ રહેલા!

૧૯૧૮માં ચંપારણ્ય-સત્યાગ્રહના દિવસોમાં મહાદેવભાઈએ ગાંધીજી સાથે ઝુકાવ્યું. મુંબઈપ્રાંતના સ્વયંસેવકોની નામાવલિમાં મહાદેવ હરિભાઈ દેસાઈ, બી. એ. એલ એલ. બી. નું નામ એ વખતે પહેલવહેલું દેખાયું. ૧૯૧૮ના જાન્યુઆરી માસની ૧૭મી તારીખે મધુવન મુકામે શેઠ ઘનશ્યામદાસના મકાનમાં એક શાળા ખોલવામાં આવી ત્યારે મહાદેવ તથા તેમનાં પત્ની

તેનાં કાર્યકરો પૈકીનાં હતાં. પરંતુ મહાદેવ ગાંધીજીના મંત્રી બની ચૂક્યા હતા અને થોડા જ સમયમાં ગામડાની શાળા કરતાં ઘણા વધારે વિશાળ અને કઠણ પ્રશ્નો હાથ ધરતા થઈ ગયા હતા. ત્યારથી માંડીને ઠેઠ ૧૯૪૨માં આગાખાન-મહેલમાં થયેલ અવસાનપર્યંત તેઓ ગાંધીજીના નિત્યના સંગાથી રહ્યા. પદાધિકારની દૃષ્ટિએ તો એ મંત્રી હતા, પણ ખરેખર તો એ મંત્રી કરતાંયે ખૂબ અધિક હતા. વસ્તુતઃ એ સંયુક્ત ગૃહમંત્રી અને વિદેશમંત્રી હતા. તેઓ બધું જ સંભાળતા. બધી જ વ્યવસ્થા તેઓ પોતે જ કરતા. કાર્યાલય, અતિથિગૃહ કે રસોડું ગમે તે સંભાળવાનું હોય એ બધામાં તેમને એકસરખી જ આસાની લાગતી. અનેક અતિથિઓની સારસંભાળ લેનાર મહાદેવભાઈએ કેટલાયે બિનજરૂરી મુલાકાતીઓથી ગાંધીજીને દૂર રાખીને એમનો દસેક વરસ જેટલો સમય બચાવ્યો હશે. અવસ્થાએ પહોંચેલ મહિલાઓ સાથે હળીમળી જવાની તેમની પાસે અદ્‌ભુત કળા હતી. એમિલી કિનર્ડને કેમ સાચવવાં એ તેમને બરાબર આવડતું. ઇંગ્લંડ ગયેલા ત્યારે મારાં પ્રિય માતુશ્રીને એમણે એવાં તો મુગ્ધ કરી દીધેલાં કે રૂઢિચુસ્ત વર્ગનાં હોવા છતાંય એક જ મુલાકાતમાં એમને પોતાના રાજકારણમાં સંપૂર્ણતઃ અને પોતાના ધર્મમાં અડધાંપડધાં પલટાવી નાખેલાં.

સૌથી વિશેષ, મહાદેવ ગાંધીજીના બોસવેલ હતા. કદાચ ડૉ. જોનસનની આવેશયુક્ત પ્રહારાત્મક તીખાતમતમતી શૈલીની અભિરુચિને લક્ષમાં લેતાં (જે પક્ષપાત એના ચરિત્રકારમાં પણ અધિકાંશે હતો) મહાદેવને ગાંધીરૂપી સૉક્રેટીસના પ્લેટો કહેવા વધુ ઉચિત થઈ પડશે. પરંતુ સૉક્રેટીસને તો પ્લેટો સાથે પ્રત્યક્ષ રીતે કશો જ સંબંધ નહોતો, જ્યારે એથી ઊલટું ગાંધીજી તો પોતાને માટે જે કંઈ લખાયું-નોંધાયું તે બધું જ

બરાબર જોઈ જોતા અને ચોકસાઈ કરતા રહ્યા છે. મહાદેવનું કામ કરોડોને ગાંધી પ્રત્યક્ષ કરી આપવાનું હતું. એમણે ગાંધીજીને જગતની કદાચ સૌથી પરિચિત અને નિ:શંક રીતે સર્વપ્રિય વ્યક્તિ બનાવ્યા. જગતભરના વાચકો સમક્ષ એક પછી એક અઠવાડિયે 'યંગ ઇન્ડિયા' તથા 'હરિજન'માંની નિયમિત તાદૃશ અને અંતઃસ્પર્શી વાતો એવી પ્રેમપાત્ર વ્યક્તિનું નિદર્શન કરાવતી કે એના પ્રત્યુત્તરરૂપે અચૂક પ્રેમનો જ ઉદય થતો. મને લાગે છે કે અન્ય કોઈ પણ જીવંત વ્યક્તિના કરતાં ગાંધીજી સૌથી વધુ લોકોનાં અંગત પ્રેમ અને ચાહના ધરાવે છે એ બાબતમાં કશો શંકા કરી શકાય તેમ નથી. એ ચાહના નિર્માણ કરવામાં મહાદેવનો મહત્ત્વનો હિસ્સો રહેલો છે, કેમકે સાચા પરિચય વિના પ્રેમ ચિરસ્થાયી ન રહી શકે. મહાદેવ વિના હીરા કરતાંયે વધુ મૂલ્યવાન હજારો રત્નો જગતના ધ્યાન બહાર જ રહેત.

*

સૌથી ઉપરાંત મહાદેવની આધ્યાત્મિક અને બૌદ્ધિક પ્રતિભા એમને વસ્તુના મર્મ સુધી પહોંચાડી શકતી. લડતના વાસ્તવિક અર્થ જેવું કંઈક આપણને દર્શાવી આપવા એ સમર્થ હતા. ગાંધીજીનાં કષ્ટોને લઈ એ કદી મંઝા નહોતા. એ પર એમણે કદી ભાર નહોતો મૂકયો. પરંતુ પ્રસંગોપાત્ત પરદો હટાવીને તેઓ એક જ માનવ–આત્મામાં સન્નિહિત અને કેન્દ્રિત બનેલાં ઐક્ય અને સ્વાતંત્ર્ય અર્થે મથી રહેલા એક આખાયે રાષ્ટ્રનાં આવેગ, અધીરાઈ, લગભગ અસહ્ય કાર્યઓજ તથા અદમ્ય તાલાવેલીની ઝાંખી આપણને કરાવી રહેતા.

લેખક તરીકે મહાદેવ કાવ્ય, કલા અને સાહિત્યમાં ઉદાત્ત રસવૃત્તિ સાથે ખૂબ વિશાળ અને સર્વસ્પર્શી સંસ્કારિતાની પ્રતીતિ

આપતા. તેઓ સ્પષ્ટ, નિર્મળ, વ્યંજનાયુક્ત અંગ્રેજી શૈલી ધરાવતા. એ ચેકબંધ લખતા, પરંતુ કશી પણ બેદરકારી કે અચોક્કસતા વિના. મારા જમાનાની બીજી હજારો વ્યક્તિઓની પેઠે હું પણ મહાદેવે પ્રગટ કરાવેલો એકેએક શબ્દ કદાચ વાંચી ગયો છું. આટલી બધી નિયમિત રીતે જેમનાં લખાણો વંચાતાં હોય એવા લેખક બહુ ઓછા બની શકે છે × × × × × એમણે જે કંઈ લખ્યું છે તે સઘળાનો સંગ્રહ કરીને એકસરખી સ્મારકઆવૃત્તિરૂપે એ પુનઃ પ્રસિદ્ધ કરવામાં આવે તો એમની સ્મૃતિ માટેનું એ ખૂબ ઉચિત પ્રેમચિહ્ન બની રહે.

*

મહાદેવે એક વાક્યમાં એવા આવિર્ભાવપૂર્ણ શબ્દો કહેલા છે કે પ્રેમ એ 'વિધાયક અને અત્યંત દુઃસાધ્ય ગુણ' છે. પરંતુ એમનો વિચાર કરતી વખતે મને લાગે છે કે બીજા કોઈ પણ ગુણ કરતાં વધુ ઉત્કૃષ્ટપણે એમણે સાધ્ય કરેલો ગુણ કદાચ એ જ હતો. એમની અથાક કાર્યશક્તિ પ્રત્યે હું દુર્લક્ષ કરું છું એમ નથી. એમની ઊંડી વફાદારી, એમનું હેતુસામર્થ્ય, એમની નિર્ભયતા અને હજારો લેખે મિત્રો મેળવી આપનાર એમના આકર્ષણને હું ભૂલી નથી જતો. એ સઘળી વસ્તુઓ એમનામાં હતી, પરંતુ પ્રેમની ધગશમાં તો એ સર્વોત્કૃષ્ટ હતા. સર ટૉમસ બ્રાઉનની પેઠે જો એ કદીક સાબરમતી નદીના સાંધ્યસૌંદર્યમાં મંત્રમુગ્ધ બનીને પોતાની જાતને વિરાટમાં લુપ્ત કરતા બેસતા તોપણ હર્બર્ટની માફક કોઈ વૃદ્ધ ખેડૂતની દર્દકથા એ સવિશેષ સાંભળતા રહેતા. સાબરમતી આશ્રમમાં જે સુંદર ભજનો ગવાતાં મને યાદ છે તેમાંનું એક તુકારામનું હતું.

જે કા રંજલે ગાંજલે, ત્યાંસિ મ્હણે જો આપુલે;
તોચિ સાધુ ઓળખાવા દેવ તેથેંચિ જાણાવા.
મૃદુ સબાહ્ય નવનીત, તૈસે સજ્જનાચેં ચિત્ત;
જ્યાંસિં આપંગિતા નાહીં, ત્યાંસિ ધરી જો હૃદયીં.
દયા કરણેં જે પુત્રાસી, તેચિ દાસા આણી દાસીં;
તુકા મ્હણે સાંગોં કિતી, તોચિ ભગવંતાચી મૂર્તિ.*

પરંતુ હું એમ નહિ કહું કે મહાદેવમાં ઇશ્વર ભવ્ય પ્રતાપી, સ્વરૂપે વિરાજમાન હતા. એ કરતાં તો એમનામાં સરળ સહૃદય પ્રેમાળ અને નૈસર્ગિક માનવઆત્માનું દર્શન થતું હતું. દાંડમાડ અને ભપકાથી અસ્પૃષ્ટ રહેનાર એમના કરતાં વિશેષ કોઇ નહિ હોય. પોતાની મહાન શક્તિઓ વિષે મનમાં ખ્યાલ સરખોયે આવવા ન દેવો એ સ્વાભાવિકતામાં પણ એમનાથી ચડી જાય એવું કોઇ નહિ હોય. પ્રેમ, કરુણા અને નમ્રતાથી એમનું હૃદય ભરેલું હતું. એમનું ચિત્ત મહાન અને પવિત્ર હેતુથી વ્યાપ્ત હતું. સ્વાર્થ કે અહંકાર માટે એમાં કશો અવકાશ નહોતો. નીચો પાયરી પર ઊતરી જ ન શકાય એટલી હદ સુધી તેઓ ઉદ્યમશીલ રહેતા. એ હેતુની મહત્તામાં તથા પોતાના મહાન નેતા અને મિત્રમાં મહાદેવ દેસાઇએ પ્રેમબળે આત્મ સાક્ષાત્કાર કરેલો. એ આત્મસાક્ષાત્કારે હિંદનાં ઐક્ય, સ્વાતંત્ર્ય અને શાંતિને વધુ નજીક આણ્યાં હતાં.

---

* જે દીનદુઃખિયાને અપનાવે છે તે જ સાચો સાધુ છે. ઈશ્વર એના જ હૃદયમાં વાસ કરે છે. આવા સાધુજનના હૃદયમાં દયા અને પ્રેમ ભરેલા હોય છે અને તેઓ ત્યજાયેલા-તરછોડાયેલાને પોતાના કરે છે. પોતાના ઘરનાં નોકરચાકરની સાથે પણ તે પોતાનાં પ્રિય સંતાન માનીને વર્તે છે. તુકારામ કહે છે કે આવા સાધુજન વિષે વિશેષ શું કહેવાનું હોય? એનામાં જ ખુદ ઇશ્વર બિરાજે છે.

# અણમૂલ રત્ન

ઘનશ્યામદાસ બિરલા

૧

મહાદેવભાઇ સાથે પહેલો પરિચય ક્યારે થયો તે તો આજે મને યાદ નથી. લાંબા વખતની ગાઢ મૈત્રીના થરની નીચે એ તિથિ ભુલાઇ ગઈ છે, પણ જ્યારે હું તેમનાં મધુર સંસ્મરણો ઉપર દૃષ્ટિપાત કરું છું ત્યારે મને એમ લાગતું જ નથી કે તેઓ મૃત્યુ પામ્યા છે. છતાં જ્યારે વિચારું છું કે તેઓ આપણે સારુ સદાયને માટે અપ્રાપ્ય બની ગયા છે ત્યારે એક ઊંડો નિશ્વાસ નીકળી જાય છે. મૃત્યુ આ જીવનનો નૈસર્ગિક અંત છે અને મૃત્યુને અંતે જીવન જ હશે એમ સમજવું જોઇએ, તોપણ સ્વજનનું મૃત્યુ—અને તે પણ સુજનનું મૃત્યુ—શેકાતા હૃદયને મૂર્ચ્છિત બનાવી દે છે. તેથી જ તો ભર્તૃહરિએ કહ્યું છે કે, 'સમજાતું નથી કે આ જગત વિષ છે કે અમૃત!'

મહાદેવનાં સંસ્મરણો લખવાનું મારે માટે સહેલું છે તેટલું જ મુશ્કેલ પણ છે. એટલાં અસંખ્ય સંસ્મરણો છે કે ક્યાંથી આરંભ કરું અને ક્યાં તેનો અંત લાવું? બધાં જ સંસ્મરણો અત્યંત સુખદાયી છે. મહાદેવભાઇ ચિડાયા હોય કે ક્રોધમાં

હોય એવું જોયાનું મને યાદ નથી. હાસ્ય તો તેના ચહેરા ઉપર આઠે પહોર રમ્યા કરતું. મહાદેવભાઈ ભાવુક શ્રદ્ધાળુ હોવા છતાં પણ વ્યવહારિક હતા. તેઓ દરેક ક્ષણ કામમાં મગ્ન રહેતા હતા. આળસનું તો તેમનામાં નામ પણ ન હતું. જ્ઞાનના તેઓ ભંડારરૂપ હતા. ગંભીર હોવા છતાં પણ વિનોદવૃત્તિ ઓછી ન હતી. બાપુના મંત્રીપદને તેઓએ ગૌરવપૂર્વક શોભાવ્યું, અને અંતે બાપુની સેવા કરતા કરતાં મૃત્યુ પામ્યા. રાજાજીએ સાચું જ કહ્યું છે કે, 'મહાદેવભાઈના મૃત્યુથી બાપુ અનાથ બની ગયા છે'

કોઈ એક માનનીય વ્યક્તિને પત્ર લખતાં મહાદેવભાઈએ લખ્યું હતું કે, 'હું બાપુના મંત્રી, સેવક અને પુત્રસમુચ્ચયરૂપ છું.' મેં મહાદેવભાઈને એ ત્રણે સ્વરૂપમાં જોયા છે. મારે તો મહાદેવભાઈ સાથે ગાઢ મૈત્રી હતી, તેથી એમના મંત્રીપદનો મારે માટે કશો વિશેષ અર્થ ન હતો. છતાં તેઓ મારી પાસે બાપુના મંત્રી બનીને આવી શકે તેવો એકવાર આકર્ષક અનુભવ થયો છે, ત્યારથી તેમના ગુણોનો હું વધુ પ્રશંસક બન્યો.

ઘણાં વર્ષો પૂર્વેની વાત છે. ગાંધીજી દિલ્હી આવ્યા હતા અને હરિજનનિવાસમાં ઊતર્યા હતા. આ જ દિવસોમાં કવિસમ્રાટ ટાગોર પણ 'વિશ્વભારતી' માટે ફંડ કરવા નીકળ્યા હતા. તેઓ પણ દિલ્હી આવી પહોંચ્યા. કવિસમ્રાટનો કાર્યક્રમ એ હતો કે સ્થળે સ્થળે પોતાની નાટ્યકલા લોકોને બતાવે અને પછી લોકો પાસે પૈસાની માગણી કરે. આ વસ્તુએ ગાંધીજીનું હૃદય વીંધી નાખ્યું. ગુરુદેવ જેવી મહાન વિભૂતિ વૃદ્ધાવસ્થામાં પૈસા એકઠા કરવા ફરે, અને તે પણ કેવળ સાઠ હજાર રૂપિયા માટે, અને પોતાની નાટ્યકલા અને નૃત્યનું પ્રદર્શન

કરે, એ વાત ગાંધીજીને અસહ્ય લાગી. હું તો ગાંધીજીને હમેશાં મળતો હતો, પણ તેઓએ મને આ સંબંધી કશું કીધેલું નહિ. તેમની વેદના વધતી જતી હતી. જ્યારે તેમને આ વેદના અસહ્ય થઈ ત્યારે તેમણે મહાદેવભાઈને પોતાનું બધું દર્દ કહી સંભળાવ્યું.

રાતનો એક પહોર વીત્યો હશે. હું હજુ નિદ્રાવશ થયો ન હતો. નિદ્રાની રાહ જોતો પથારીમાં સૂતો પડ્યો હતો. બત્તી-બુઝાવી દીધી હતી. અચાનક કોઈકના પગરવથી હું જાગી ઊઠ્યો: 'કોણ છે?' મેં પૂછ્યું તો મહાદેવભાઈએ જવાબ આપ્યો: 'એ તો હું છું.' મહાદેવભાઈ ચુપચાપ મારા ઓરડામાં આવીને મારા પલંગ પાસે બેઠા. 'મહાદેવભાઈ, તમે! રાત્રે કેમ? છે તો બધું કુશળ ને?' 'હા, બધું કુશળ-મંગળ છે. થોડી વાતચીત કરવી છે.' હું પલંગમાંથી ઊઠવા જતો હતો ત્યાં તો મહાદેવભાઈએ કહ્યું: 'સૂઈ રહો. સૂતાં સૂતાં જ વાત કરી લઈએ. ઊઠવાની કંઈ જરૂર નથી.' વળી હું ઊઠવા ગયો, પણ અંતે મહાદેવભાઈના આગ્રહથી સૂઈ રહ્યો. 'કહો, શું વાત છે?' મેં કહ્યું. બસ, પછી તો મહાદેવભાઈની વાગ્ધારા ચાલી. એને શબ્દબદ્ધ કરવાની મારી શક્તિ નથી. જે ઓજ અને કળાથી તેમણે ગાંધીજીની મર્મવેદનાનું ચિત્ર દોર્યું હતું તે ખરેખર જોવા લાયક હતું. આખુંયે દૃશ્ય મારી આંખ સામે રમી રહ્યું. મહાદેવભાઈની વાણીમાં ભાવુકતા હતી, મૃદુતા હતી, અને તેજસ્વિતા હતી.

ગુરુદેવનાં ગુણગાન, ગુરુદેવને આ વૃદ્ધાવસ્થામાં થોડા એવા પૈસા માટે નાચવું પડે એ આપણું દુર્ભાગ્ય, અને બાપુની અંતરવેદના—આ બધી વસ્તુઓનું મર્મસ્પર્શી ચિત્ર મારા હૃદય ઉપર અંકિત થતાં મને રડવું આવી ગયું. 'બાપુએ કહ્યું કે

"ઘનશ્યામદાસને કહો કે તેઓ પોતાના શ્રીમંત મિત્રોને લખે અને છ જણ મળીને દસ દસ હજારની રકમ ગુરુદેવને આપી હિંદુસ્તાનને આ શરમમાંથી બચાવી લે અને ગુરુદેવને નિશ્ચિંત કરીને શાંતિનિકેતન પાછા મોકલી આપે.' મહાદેવભાઈએ પોતાનું વક્તવ્ય પૂરું કરતાં આ શબ્દો કહ્યા.

'મહાદેવભાઈ, બાપુની વ્યથા હું બરાબર સમજી શકું છું; પણ તમે આટલી મોડી રાતે આવી કડકડતી ઠંડીમાં શું કામ આવ્યા? બાપુ પોતે જ નિર્ણય કરી શકતા હતા. હું કોની પાસે ભિક્ષા માગવા જાઉં? બાપુને કહો કે જે કાંઈ આપવાનું હોય તે મારી પાસેથી માગી લે અને ગુરુદેવને આપી દે.' મેં એમ કહ્યું તો ખરું, પણ એનું શ્રેય તો મહાદેવભાઈને હતું, કેમકે એમના શાંત પરંતુ માર્મિક વક્તવ્યે મારા માટે બીજો કોઈ નિર્ણય જ રહેવા દીધો ન હતો.

એક ચતુર કલાકાર માટીના પિંડાને પોતાની આંગળીઓની કરામતથી જે રીતે મનમાન્યું રૂપ આપે છે તે રીતે મહાદેવભાઈએ લોકોનાં મન ઉપર મનમાની અસર ઉપજાવીને પોતાને અનુકૂળ બનાવી લેવાની શક્તિ હસ્તગત કરી હતી, અને તે શક્તિ અદ્ભુત હતી. તેની કલમમાં પણ એવું જ ઓજ હતું. અને વાણીમાં પણ કાંઈ ઓછી કળા ન હતી. પારંગત મંત્રીને કોઈ વાર વિનમ્ર, કોઈ વાર ઉદાસીન, કોઈ વાર સહનશીલ, કોઈ વાર અસહિષ્ણુ, કોઈ વાર ભાવુક તો કોઈ વાર વ્યવહારિક બનવાની જરૂર પડે છે. મહાદેવભાઈ જરૂરિયાત અનુસાર આ ભાવોને પ્રદર્શિત કરી શકતા હતા.

ઠક્કરબાપાએ સિત્તેરમા વર્ષમાં પ્રવેશ કર્યો ત્યારે તેના કેટલાક મિત્રોએ તેમની સિત્તેરમી જયંતી ઊજવવાનો નિર્ણય

કર્યો. તે નિર્ણય તો સાવ દમ વિનાનો હતો. સિત્તેરમી વર્ષગાંઠને લક્ષ્યમાં રાખીને સિત્તેરસો એટલે સાત હજાર રૂપિયા એકઠા કરવા એટલો જ એ નિર્ણય હતો. ગાંધીજીએ આ વાત સાંભળી ત્યારે કહ્યું કે, 'ઠક્કરબાપાની સિત્તેરમી વર્ષગાંઠ નિમિત્તે માત્ર સિત્તેરસો ! સિત્તેર હજાર કે સાત લાખ નહિ ! ઓછામાં ઓછા સિત્તેર હજાર તો એકઠા કરવાના જ.' પણ આ સિત્તેર હજારની રકમ પણ યોજકોને પહાડ જેવી લાગી. જયંતીના દિવસો નજીક આવવા લાગ્યા પણ ધારેલી રકમ એકઠી થઈ શકી નહિ. છેવટે ગાંધીજીએ મહાદેવભાઈને મુંબઈ મોકલ્યા. ત્યાં તો પૈસાનો વરસાદ વરસવા લાગ્યો અને બે દિવસમાં એક લાખ વીસ હજાર એકઠા થઈ ગયા. થોડાં વર્ષ બાદ ગુજરાતમાં દુકાળ પડયો ત્યારે ફરી ગાંધીજીએ મહાદેવભાઈને પૈસા લેવા માટે મુંબઈ મોકલ્યા. નિર્ણય એવો હતો કે ત્રણેક લાખ એકઠા કરવા, પણ સાત–આઠ લાખ એકઠા થઈ ગયા. સૌથી વિશેષ આશ્ચર્યની વાત તો એ હતી કે 'ચમડી તૂટે પણ દમડી ન છૂટે' એવા કેટલાક લોકો પાસેથી પણ મહાદેવભાઈને સારી એવી રકમ મળી હતી.

સાથેસાથ મહાદેવભાઈ ગાંધીજીના માત્ર મંત્રી જ નહિ પણ તેમની બીજી કાયા બની ગયા હતા. ગાંધીજીના વિચારો તેઓ એટલે સુધી પીને પચાવી ગયા હતા કે તેઓ માત્ર ગાંધીજીના મંત્રી જ નહિ પણ સમય આવ્યે ગાંધીજીના સલાહકાર અને સંચાલક સુદ્ધાં બની બેસતા.

થોડા સમય પહેલાં એક અંગ્રેજી વર્તમાનપત્રનો પ્રતિનિધિ ચાલુ પરિસ્થિતિ ઉપર ગાંધીજીનું નિવેદન લેવા આવ્યો. ગાંધીજીએ જમતાં જમતાં નિવેદન લખાવવા માંડયું. હું જોતો હતો કે મહાદેવભાઈની કલમ એવી સફાઈથી ચાલતી હતી કે-

રેલ્યા અને તેમના વિચારોને રોમેરોમમાં ઉતારીને બાપુથી અભિન્ન થઇ ગયા હતા.

છેલ્લાં બે-ત્રણ વર્ષમાં કેટલીયે વાર મુહાદેવભાઇએ ગાંધીજી સાથે ચર્ચા કરીને તેમના ઉપવાસ સંબંધી વિચારો ઉપર પ્રહાર કર્યા હતા-કેટલીયે વાર ઉપવાસ સંબંધી નિર્ણયોને ફેરવ્યા હતા.

આજે એવું કોણુ છે કે જે ગાંધીજી સાથે શાસ્ત્રાર્થ કરે! એવા મંત્રી ક્યાં હોય છે કે જે મંત્રી પણુ હોય અને સલાહકાર પણુ હોય, જે સેવક પણુ હોય અને પુત્ર પણુ હોય?

કદાચ બધાને ખબર પણુ નહિ હોય કે મહાદેવભાઇએ કેટલાંક વર્ષ પહેલાં 'ગીતા'નો અંગ્રેજીમાં ટીકા સાથે પ્રમાણિત અનુવાદ કર્યો હતો. મહાદેવભાઇનો જ્ઞાનનો ભંડાર અનુપમ હતો. પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન વિષે તેમને જેવું જ્ઞાન હતું તેટલું જ તેમને આપણાં શાસ્ત્રનું જ્ઞાન હતું, અને તેથી જ તેઓ 'ગીતા'નો અનુવાદ કરવાના શાસ્ત્રીય અધિકારી હતા. પોતે કરેલ અનુવાદમાંથી કેટલાક ભાગ કોઇ કોઇ વાર મને તેઓએ સંભળાવ્યા હતા, અને તે મને અત્યંત આકર્ષક લાગ્યા હતા. એ અનુવાદ આજ સુધી પ્રગટ પણુ થયો નથી. કેટલીયે વાર તે છપાવવા માટે મેં તેમને આગ્રહ કર્યો, પણુ મૂળ વાત એ હતી કે ગાંધીજીની સેવા-ચાકરીમાંથી અનુવાદ છપાવવાની ફુરસદ ન મળી. ગાંધીજીના સંબંધમાં જુદે જુદે સમયે લખેલી એટલી બધી નોંધો તેમની પાસે હતી કે ગાંધીજીની વિસ્તૃત જીવનકથા માટે એ એક અત્યંત ઉપયોગી સામગ્રી બને. હું તેમને કહ્યા કરતો હતો કે, 'મહાદેવભાઇ, ગાંધીજીની વિસ્તૃત જીવનકથા ક્યારેક પણુ તમારે જ લખવાની છે.' અને તેઓ ઉલ્લાસથી હામ પણુ ભીડતા. પણુ એ દિવસ આવ્યો નહિ. 'મન કી મન હી માંહી રહી.'

પરંતુ મહાદેવભાઈનું મૃત્યુ અચાનક થયું છે એમ નથી. યમદેવનું પહેલું નોતરું પાંચ સાલ પહેલાં આવ્યું હતું. ગાંધીજીના અત્યંત આગ્રહથી તેમણે તે સમયે આરામ લીધો અને મૃત્યુના મિલનમાંથી બચ્યા. રાજકોટ-પ્રકરણ વખતે બીજું નોતરું આવ્યું. તે સમયે દિલ્હી આવીને મારી પાસે બે મહિના રહ્યા અને દર્દમુક્ત થયા. તે પછી તો ગાંધીજીનો આગ્રહ હોવા છતાં પણ આરામ લેવાનો તેમણે ઇન્કાર કર્યો. આઠેક માસ પહેલાં ફરી વાર અચાનક દર્દે હુમલો કર્યો અને મેં તેટલું કહેવા છતાંય બે અઠવાડિયાંથી વધારે આરામ લીધો નહિ.

થોડા મહિના પહેલાંની વાત છે. જેઠ મહિનાની બપોર હતી. ગાંધીજીની સાથે સખત તડકામાં ચાલતાં ચાલતાં તેઓ બેશુદ્ધ બની ગયા. આ વાત સાંભળીને મેં મહાદેવભાઈને કહ્યું, 'મહાદેવભાઈ, વૃદ્ધ બાપુ તડકામાં ચાલી શકે અને તમે બેશુદ્ધ બની જાઓ એ શરમાવા જેવી વાત છે. થોડા દિવસ મારી સાથે રહી આરામ લ્યો અને સુદૃઢ થઈ જાઓ.'

તેમની દીર્ઘદૃષ્ટિ સમક્ષ તો મહાસભાનું આંદોલન હતું, ગાંધીજીના ઉપવાસની આશંકા પણ હતી, તેથી તેમને આરામ કરવાની રુચિ કે ફુરસદ નહોતી ઉપવાસની શંકાથી મહાદેવભાઈ ખૂબ દુઃખી રહેતા. તેમણે મારા આગ્રહના જવાબમાં કહ્યું, 'હું ત્રણ મહિના આરામ લઉં તોપણ બાપુની બરાબરી કરવા લાયક તો ક્યાંથી બનું? મારાથી તડકામાં ક્યાંથી ચલાવાનું હતું? હું ક્યાં લાંબું જીવી શકવાનો હતો? હું તો કામ કરતાં કરતાં બાપુને ખોળે માથું મૂકી મરી શકું તોય સારું.'

અને ભગવાને જાણે કહ્યું: 'એવમસ્તુ!'

કેવું અણમૂલ રત્ન, જે ઝૂંટવાઈ ગયું!

# મહાદેવભાઈનાં સંસ્મરણો

છગનલાલ જોષી

મહાદેવભાઇ પૂ. ગાંધીજીના મંત્રી અને સાથી તરીકે ૨૫ વરસ સુધી અંતેવાસી રહ્યા, પણ પોતાની મર્યાદા જાણીને કદી તેઓએ પોતાની જાતને આશ્રમવાસી તરીકે ઓળખાવ્યા નથી, છતાં સત્યાગ્રહાશ્રમ સાબરમતી કે સેવાગ્રામના કોઇ પણ આશ્રમવાસીને ટપી જાય એટલી એકનિષ્ઠાથી મહાદેવભાઇ પૂ. ગાંધીજીની સર્વતોમુખી પ્રવૃત્તિને પોતાની ગણી તે પાર પાડવામાં પોતાની જાતને ઘસી નાખી જીવન-સમર્પણ કરવાનો જવલંત દાખલો બેસાડી ગયા છે.

પૂ. ગાંધીજી સાબરમતી આશ્રમ છોડીને વર્ધા ગયા અને તેમની સાથે મહાદેવભાઇ પણ વર્ધા ગયા તે છેલ્લા દાયકામાં મહાદેવભાઇના નિકટના સંબંધમાં હું રહી શક્યો નથી. પણ આ છેલ્લા દાયકામાં જ્યારે જ્યારે વર્ધા જતો ત્યારે ત્યારે મહાદેવભાઇનું જીવન જોઇ હું આશ્ચર્યચકિત થઇ ગળગળો બની જતો.

સાબરમતી આશ્રમ (ગુજરાત) છોડી ગાંધીજી વર્ધામાં જમનાલાલજીની વાડી મગનવાડીમાં રહેવા ગયા. ગાંધીજી તો ૭ માસ

બાદ મગનવાડી છોડી સેવાગ્રામ ગયા બાપુ સાચા ગ્રામવાસી બન્યા, પણ ગાંધીજીનો સબંધ તો આખી દુનિયા સાથે બધા ચેલો હોવાથી એ બધાને પહોંચી વળવા તાર-ટપાલ-ટેલિગ્રામ ની જ્યાં સગવડ હોય ત્યાં જવાબદાર ભાઈએ રહેવું જોઈએ, એટલે મહાદેવભાઈ મગનવાડી વર્ધામાં રહ્યા વર્ધાની અસહ્ય ગરમીમાં રોજ ટપાલિયાની માફક પાંચ માઈલ પગે ચાલીને સેવાગ્રામ જાય, પૂ ગાંધીજી સાથે બેસીને ટપાલને પતાવે, નાના મોટા રાજકીય ને રચનાત્મક કાર્યક્રમ યા કાર્યકરોની નીતિઓને લીધે જે પ્રશ્નો ઉપસ્થિત થાય તે સબંધી ચર્ચા કરી નિર્ણય પર આવે, અને સાંજે પાછા પાંચ માઈલ પગે ચાલીને મગન વાડી આવે આવી રીતે દસ માઈલનો પથ સતત એક વરસ સુધી મહાદેવભાઈ લગાતાર કરતા તે જોઈ મારા જેવા સાઇકલ અને ગાડી-શોખીનને મનમાં ઝાંખપ લાગતી હતી

વર્ધાની પાસે સિંદી ગામના રસ્તા સાફ કરવા હોય, ગંદકી ઉસડવી હોય, સ્વયસેવકોએ આ કામ ઉપાડવું જોઈએ એમ બાપુનો શબ્દ મોમાંથી નીકળે ને મહાદેવભાઈ ઝાડુ-ટોપલો લઈ સિંદી ગામમાં સવારે ભંગી-સફાઈકામ કરવા નીકળ્યા જ હોય

સાબરમતી આશ્રમમાં ૧૯૨૮માં એક જ સંયુક્ત રસોડુ ચાલતું હતું ત્યારે ગાંધીજીએ ફરમાવ્યું કે દરેક આશ્રમવાસીએ ઓછામાં ઓછા આઠ કલાક કામ કરવું જોઈએ અને નવ જીવન'ના લેખ લખવામાં, ચોપડી લખવામાં કે કવિ કાલિદાસના રઘુવંશ કે રસ્કિનનો સર્વોદય શીખવવામાં કે પાયખાના-સફાઈ કરવાના કે રસોડામાં રોટી બનાવવામાં જેટલા કલાક આપાય તે દરેક કલાકની એક આનાના દર પ્રમાણે મજૂરી તે કામની જમે થાય. આ પ્રમાણે હિસાબ રાખવાની સુચના હોવાથી

કલાકની મજૂરીના હિસાબ આશ્રમમાં રાખી શકાયા નહોતા. પણ 'નવજીવન' ને 'યંગઇન્ડિયા' નો સાપ્તાહિક દિવસ લેખ લખવાનો કે પ્રૂફ સુધારવાનો હોય તો ખાસ ધ્યાન રાખી રાત જાગી વહેલાં ઊઠી એ કામ પતાવી લે, પણ પાયખાનાં-સફાઈમાંથી મહાદેવભાઈએ કદી મુક્તિ માગી નથી.

૧૯૨૯માં સાબરમતી આશ્રમમાં વધુ પ્રાણ પૂરવા ગાંધીજી એક વરસ સતત રહ્યા હતા ત્યારે કોઈ પણ ખાનગી ઘરમાંય ઘરકામ કરવા નોકર ન રાખવાનું બાપુએ આશ્રમવાસીઓ સાથે મસલત કરી ઠરાવ્યું. શ્રી દુર્ગાબહેનને વાનું દર્દ હોવાથી તેઓ કૂવે જઈ પાણી ભરી શકે તેમ નહોતું. મહાદેવભાઈ કૂવે જઈ પાણી ભરે અને ડોલની કાવડ ઘેર તાણી આવે. એકવાર કૂવામાંથી મોટી ડોલ ખેંચતાં પગ લપસ્યો ને કૂવાના પરથાળમાં મહાદેવભાઈ ચત્તાપાટ પડી ગયા. પંદરેક દિવસ ખાટલાવશ રહ્યા ને એ કમરનો દુખાવો દર શિયાળે તેમને ઠેઠ સુધી પજવતો રહ્યો

ગાંધીજીની ૧૯૨૦ પહેલાંની મુસાફરીમાં મહાદેવભાઈ સાથે જતા ત્યારે મહામહેનત ઉઠાવી ચૂલો-સગડી ફૂંકી ધુમાડા ખાઈ મહાદેવભાઈ રસોઈ કરતા અને બાપુ જમતા. રોટલી કરવાનું પૂજ્ય ગાંધીજીએ કેવા પ્રેમ ને ખંતથી શીખવ્યું હતું એ તો મહાદેવભાઈએ જ લખ્યું છે તે વાંચવાથી સમજી શકાય.

૧૯૩૩માં યરવડા જેલમાં પૂ. ગાંધીજી, સરદાર સાહેબ, મહાદેવભાઈ ને હું એમ ચાર જણ પાંચ માસ સાથે રહ્યા હતા. ત્યારે પણ બાપુના ચંપલ સાફ કરવા, પગનાં તળિયાં લૂછવાં, પગનાં આંગળાં પાકે ત્યારે તેમાં મલમ ચોપડી ઘસવાં, શરીરે નારાયણતેલનું માલિસ કરવું, માથે તેલ રોજ રાતના ઘસવું, ફળ સમારવાં, ફળનો રસ કાઢી આપવો-એમ નાનાંમોટાં બધાં

કામ મહાદેવભાઇ ઘણા જ પ્રેમથી કરતા, તે જોઇ મને મારી અનાવડત ને બાઘાઇની વધારે શરમ ઊપજતી હતી.

મને એક સ્મરણ યરવડા જેલનું ૧૯૩૩નું ઝાંખું ઝાંખું અત્યારે યાદ આવે છે. યરવડા જેલમાં અમેરિકન પાદરી કે અંગ્રેજ ખબરપત્રી બાપુને મળવા આવ્યા હતા એ વાર્તાલાપનો સાર મહાદેવભાઇ 'હરિજન' માટે લખી તૈયાર કરી બાપુને બતાવતા હતા. તે સારમાં ગાંધીજીને કેટલાંક ગેરસમજૂતીવાળાં વાક્યો જણાયાં ને પૂ. ગાંધીજીનો પુણ્યપ્રકોપ પ્રગટ્યો. બાપુના મોઢામાંથી તણખા ઝરતા હતા અને મહાદેવભાઇની આંખમાંથી શ્રાવણ-ભાદરવો વરસતો હતો. એ પાવનકારી દૃશ્ય જોઇને હું અને સરદાર સાહેબ તો દિગ્મૂઢ થઇ ગયા. મહાદેવભાઇએ એ વાર્તાલાપ ફરી ફેરફાર કરી લખી નાખ્યો. બાપુ પ્રસન્નતાપૂર્વક લેખ જોઇ ગયા અને 'હરિજન'માં છાપવા ગયો.

પૂ. ગાંધીજી પાસે રહેવું એ ખાંડાની ધાર પર ચાલવા જેવું કઠિન છે. એક અંગ્રેજે કહેલ છે કે; Gandhiji is a combination of a ferocious tiger and a sacred cow એ કથન જેમના સદ્ભાગ્યમાં બાપુના અંતેવાસી થવાનું પ્રાપ્ત થયું છે તે બરાબર જાણે છે.

મહાદેવભાઇ શસ્ત્રિતવ્રતાઃ નહોતા. તેમને જીવન માણવાના શોખ થતા હશે, સાહિત્યના શોખ પૂરા કરવાના તેમને પણ કોડ હશે. જ્યાં મહાદેવભાઇ બેઠા હોય ત્યાં તેમની પાસે પાંચ-પચીસ જાતજાતના વિષયનાં પુસ્તકો પડયાં જ હોય. જેમ સ્વ. આનંદશંકરભાઇની લાઇબ્રેરી જોવાલાયક છે તેમ મહાદેવભાઇની પણ વાંચેલી લાઇબ્રેરી સુનંદી છે. પણ મહાદેવભાઇ તો ગાંધીજી પાછળ પોતાના ડોલા ઉપાડનાર હોવાથી એ પુસ્તક સાબર-

મતી આશ્રમ, વર્ધા અને સેવાગ્રામમાં વહેંચાઈ ગયાં છે આ પુસ્તકો મહાદેવભાઈએ આટલી ગળાબૂડ પ્રવૃત્તિમાં ક્યારે વાંચ્યા હશે તે પ્રશ્ન જોનારને મૂઝવે છે

યરવડા જેલમા મહાદેવભાઇને પાંચ મિનિટ નવરાશ મળી તો વેબ્સ્ટરની ડિક્શનેરી એન્સાઇક્લોપીડિયાન પાના ઉથલાવતા જોતા હતા.

લોર્ડ મોર્લિના ' ઓન કોમ્પ્રોમાઇઝ'નું ભાષાતર કરવા માટે ગુજરાત ફાર્બસ સભા તરફથી મહાદેવભાઇને ૧૦૦૦) એક હજાર રૂપિયા પારિતોષિક તરીકે મળ્યા હતા મહાદેવભાઇએ અપરિગ્રહવ્રત લીધુ નહોતુ છતા એ બધા રૂપિયા તેમણે સત્યાગ્રહાશ્રમમા આપ્યા હતા પણ આ પારિતોષિક આપતી વખતે મહાદેવભાઈએ મને આશ્રમના મંત્રી તરીકે કહેલ કે પૂ બાપુ જીની સાથે મુસાફરી કરતા ખાદી-ફાળામાંથી રૂ ૪૦૦) ચારસો રૂપિયા રેલવે-સ્ટેશન પર ટિકિટ ખરીદતા ચોરાઇ ગયા છે, તે ચારસો રૂપિયા પ્રથમ ખાદી-ફડમા મારે ખાતે ઉધાર છે તે જમા કરશો હિસાબની કેટલી બધી ચીવટ અને ચોકસાઇ!

મહાદેવભાઇને ત્રણ જ વખત ખાવાનો નિયમ હતો ત્રણ વખત સિવાય મોઢામા સોપારી કે ચા સુદ્ધાં મૂકતા નહિ આ બધા વ્રતો પાળતા હોવા છતા પોતે બાપુના ધ્યેય મુજબ કશુ જ કરી શકતા નથી એવુ એમને સતત ભાન રહ્યા કરતું હતુ એથી જ મહાદેવભાઇ નમ્રતાની મૂર્તિ બની ગયા હતા તેમને નહોતુ અભિમાન-મતનુ કે જ્ઞાનનુ.

આ નમ્રતા અને કાર્યદક્ષતાને લીધે મહાદેવભાઇ અજાતશત્રુ બની ગયા હતા ગૂજરાત વિદ્યાપીઠ, ગુજરાત ગ્રામસેવા સમિતિ, "નવજીવન 'ને હરિજન સેવક સઘના મહાદેવભાઇ હોદ્દાની રૂએ

દરટી યા કાર્યવાહક સમિતિના મુખ્ય સભ્ય હતા, પણ ઉપરની બધી સંસ્થાઓના કાર્યકર્તાઓ માટે મહાદેવભાઇ પોતાનું દિલ ઠાલવવાનો વિસામો હતા. મહાદેવભાઇએ બાપુની એકનિષ્ઠાથી સેવા કરતાં અનેક વસ્તુ જતી કરી તેમાં મોટામાં મોટી વસ્તુ જતી કરી તે સાહિત્ય પરની કેરિયર. આ ત્યાગને હું મોટો ત્યાગ ગણું છું.

એકલવ્ય દ્રોણાચાર્યના પૂતળાની સાધના-પૂજા કરતાં કરતાં દ્રોણાચાર્યની બાણુશક્તિ પ્રાપ્ત કરી શક્યો, હનુમાનજી રામની સેવા કરતાં કરતાં રામબાણુશક્તિ હાંસલ કરી શક્યા, તેમ મહાદેવભાઇને ગાંધીજીનું અનુસરણ કરતાં કરતાં નિષ્કામ ધર્મ હસ્તામલકવત્ થઇ ગયો અને ગીતાજીમાં કહ્યું છે તેમ

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानाम् योगक्षेमं वहाम्यहम् ॥

મહાદેવભાઇની શક્તિ દિવસે દિવસે ફૂદકે ને ભૂસકે વધતી જ ચાલી, ને ઘણીયે વાર જે બાપુ ન કરી શકે તેવાં દેશનાં નાનાંમોટાં કામ મહાદેવભાઇને હાથે છેલ્લાં દસ વર્ષમાં થયાં છે.

ગાંધીજી વૃદ્ધાવસ્થાને કારણે સેવાગ્રામ છોડી પ્રથમની માફક લાંબા પ્રવાસ ખેડી શકતા નહોતા, પણ તે ખોટ મહાદેવભાઇને લીધે પ્રજાને જણાતી નહોતી.

બંગાળના હિંસાવાદી કેદીઓને છોડાવવા બંગાળના ગવર્નર યા વાઇસરોયને મળવું હોય, દેવલી કેમ્પના કિરેન્દુને ભૂખહડતાળ છોડાવવા સમજાવવા હોય, ગુરુદેવ ટાગોરને શાંતિનિકેતન માટે વરસના સાઠ હજાર રૂપિયા અપાવવા શ્રી ઘનશ્યામદાસ બિરલાને મળવું હોય, ઢેઢના ગોર ઠક્કરબાપાની છ૦

વરસની જયંતી ઊજવવા ૭૦ હજાર રૂપિયા ભેગા કરવા હોય, દક્ષિણ ભારત ખ્રિસ્તી મિશનરીઓને આજના રાષ્ટ્રીય પુનરુત્થાનમાં ફાળો આપવા સમજાવવાનું હોય, દીનબંધુ એન્ડ્રુઝની શુશ્રૂષા કરવાં જવું હોય કે કોંગ્રેસના ધુરંધરોને બાપુના અહિંસક કોયડા સમજાવવા હોય તો એ કામ બાપુને પણ સંતોષ થાય એ રીતે મહાદેવભાઈએ ઉપાડી લીધું હતું.

બાપુની સેવા કરતાં કરતાં મહાદેવભાઈએ પોતાનું માથું દીધું પણ ખરું. ગાંધીજી જેલમાં જશે અને અનશનવ્રત આદરશે અને પોતાનું પ્રાણાર્પણ કરશે એ ચિંતા મહાદેવભાઈના હૃદયને કોરી ખાતી હતી. મહાદેવભાઈની સાથે ચર્ચા બાદ ગાંધીજીએ ૭ માસ સુધી અનશનવ્રત જેલમાં જઈ તરત જ ન કરવાનું નક્કી કર્યું. આમ મહાદેવભાઈએ બાપુને બચાવી લીધા, પણ પોતે મરી છૂટયા.

મહાદેવભાઈએ પોતાના પુત્ર ચિ. નારાયણને ઘેર રાખી રાષ્ટ્રીય તાલીમ આપવા પ્રયાસ કર્યો છે. હિંદી, સંસ્કૃત, ઇંગ્લિશ અને ઉર્દૂનો તેમણે ઠીક અભ્યાસ કર્યો છે. મહાદેવભાઈનો વારસો શોભાવવા તે બધી તૈયારી કરી રહેલ છે.

પણ મહાદેવભાઈનો વારસો એકલો નારાયણ નથી, પણ આપણે ગુજરાતના તમામ નવજુવાનો છીએ. આપણને આજે જે બાહ્ય ટાપટીપ ને મોટી કેરિયર પાછળ વલખાં મારવા આંધળિયાં કરીએ છીએ તેના કરતાં મહાદેવભાઈનો જ્વલંત ધડો લઈ હિંદમાતાની સેવામાં જીવનને ઘસી નાખવાનો આજે મહાદેવભાઈની બીજી સંવત્સરીને રોજ સંકલ્પ કરીએ. તે પ્રમાણે વર્તવાનું ઈશ્વર આપણને બળ આપો એમ માગું છું.

# નૈષ્ઠિક સેવાયોગી

મગનભાઈ દેસાઈ

સ્વ. શ્રી. મહાદેવભાઈ-સ્મારકને માટે જે અપીલ બહાર પડી છે, તેમાં એક પ્રયોજન આમ બતાવ્યું છેઃ—

'શ્રદ્ધા તથા ભક્તિપૂર્વક ઉદ્યોગ અને જ્ઞાનની (તેમણે) અહોનિશ ઉપાસના કરી છે. તે ઉપાસનાને એક આદર્શ તરીકે નજર સમક્ષ રાખી સેવાનું વ્રત લેનારા સેવકોનો સંઘ ગુજરાતમાં ચલાવવામાં તથા એવા જ નવા સેવકોને તાલીમ આપવામાં...'.

આ વિચારમાં અને ઠરાવમાં કેટલું ઔચિત્ય રહેલું છે, તે મહાદેવભાઈને ઓળખનાર ને તેમને કામ કરતાં નિકટથી જોનારા બરોબર સમજે છે. મહાદેવભાઈનાં આંતરજીવન ને સ્વભાવની સુવાસ તથા શક્તિનો ભંડાર-એ બધાંના પરિપાકરૂપ કહીએ તો તેમનું સેવાજીવન હતું. તે નૈષ્ઠિક રાષ્ટ્રસેવક હતા. આથી જ એવા સેવકો તૈયાર કરવામાં તેમને સુયોગ્ય શ્રદ્ધાંજલિ રહેલી છે.

× × ×

સેવક થવાને માટે એમ છે કે, જેટલા જેટલા ગુણો, આપની

આવડતો, સુટેવો ને ભણતરની તથા બીજી શક્તિઓ હોય, તે બધું જ કામનું હોય છે. તે બધાને ગણાવવા બેસીએ તો પાર ન આવે પણ તે બધાના હાર્દરૂપ બે-ત્રણ વસ્તુઓ છે, અને સેવામાં નૈષ્ઠિકતા જો કશાને કહેવી હોય તો તેને કહી શકાય એ વસ્તુઓ તે આ—સેવાજીવન પસંદ કરનારને નિષ્ઠાપૂર્વક લાગવું જોઈએ કે, પોતાને માટે તે બધી રીતે હિતકર અને ઉત્તમ છે, જેથી પોતાની સર્વ શક્તિઓ તેમાં તે અર્પી શકે જેમ કુટુંબના વડીલને તેના આશ્રિતોના હિતમાં કામ કરવું, તેને માટે જે જોઈએ તે ગુણો કેળવવા, જે ઘટે તે સાધન-સામગ્રી મેળવવી, જે ખૂટતી હોય તે શક્તિઓ મેળવવા મથવું, એટલું જ નહિ, અભાવ—બાજુએ જોતાં, જે જે બાબતો એ બધા બાનામાં સામે જતી કે હાનિકર લાગે તેમના ઉપર સંયમ રાખવો ને તેમનાથી દૂર રહેવું,—જેમ કુટુંબનિષ્ઠાવાળાને આ બધું સહજ હોય છે તેમ જ માનવસેવા કે રાષ્ટ્રસેવા પસંદ કરનારને તેની નિષ્ઠા મૂળગત હોવી જોઈએ જીવનમાત્ર અમુક આવી નિષ્ઠા પર જ ચાલે છે, સેવકે જ્ઞાનપૂર્વક આવી નિષ્ઠા ધરાવવી જોઈએ આથી જ કરીને સેવકમાં ત્યાગ અથાક પરિશ્રમ, આત્મ વિલોપન સંયમ આદિ ગુણો આપોઆપ સંભવે છે, ને તેથી તેમને જુદા ગણાવવા જરૂર નથી રહેતી

આ નિષ્ઠા સેવાજીવનનું આંતરિક ગુણકેન્દ્ર છે, તેમાંથી ઊગતી અથાક શ્રમ કરવાની તત્પરતા અને લાયકાત એ તેનું બાહ્ય ગુણ કેન્દ્ર છે રાષ્ટ્રપ્રેમ કે માનવપ્રેમ કોઈ અધ્યાત્મવાદ કે દર્શન પેઠે સમજી લઈ મનમાં જપ્યા કરવાની બાબત નથી તે ખૂબ કામ માગે છે એક વખત નિષ્ઠાએ કામની દિશા દેખાડી, પછી તે

તરફ સડેડાટ વહેવું જોઈએ. તેમાં તંદ્રા કે સુસ્તી પછી કામ ન આવે. અને તેમાં જ્ઞાન, બુદ્ધિ તથા સમજ પણ જોઈએ. આ છેલ્લી બાબતમાંથી સેવકના ભાથાનું ત્રીજું વાનું મળે છે.

આ બુદ્ધિ કે જ્ઞાન યા સમજને માટે કહી શકાય કે, જેની પાસે પેલી નિષ્ઠા કે ભક્તિ છે, તેને પરમેશ્વર બુદ્ધિનો યોગ આપોઆપ મોકલી દે છે; એટલે કે, તે ભક્તિથી એ વસ્તુઓ કસાઈને તીક્ષ્ણ થઈ જ જાય છે. આ વસ્તુ સાચી છે. જો માણસ કોઈ પણ બાબતમાં અડંગ નિષ્ઠાથી પ્રયાણ કરે, તો એ જ તેનો પ્રયત્ન એક યોગ બની જાય છે, ને એ યોગ તેની જરૂરી શક્તિઓ, આવડતો વગેરેને ઘડે છે, ને કેળવે છે. (હેમાચાર્યે આ ત્રણ ગુણને જ યોગ કહ્યો છે.–'યોગ એટલે જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્ર-રૂપી રત્નત્રય.)

સ્વ. મહાદેવભાઈમાં આ ત્રણે ગુણનું ભાથું સારી પેઠે હતું. સ્વભાવે જ તે ભક્ત હતા. એ વારસો તેમને પિતાજી પાસેથી મળેલો હતો. બુદ્ધિ અને સમજ ઉપરાંત જ્ઞાન પણ તેમણે સારી પેઠે જમા કર્યું હતું. અગાઉ કહ્યું તેમ, તે વકીલ–બી. એ. એલ એલ. બી. હતા. મુંબઈ યુનિવર્સિટીના એક સારા વિદ્યાર્થી હતા. તેમાંથી તેમણે અર્વાચીન જગતનું અને ખાસ કરીને હિંદની દશાનું જ્ઞાન મેળવ્યું હતું. આને કામમાં લઈને તેમણે પોતાની નિષ્ઠામૂર્તિ ઘડી. નરી ભક્તિ કદાચ જૂની ઘરેડમાં જ રહી જાત, અને અંગ્રેજી કેળવણી પોતાની ઘરેડમાં લઈ જાત. એટલે કે, તે સારા વકીલ થાત—ભૂલાભાઈ દેસાઈ કે તેવા નામાંકિત ધારાશાસ્ત્રી બનત; અને તેથી જુદો ને નિરાળો પેલો જુનવાણી

ભક્તિપ્રવાહેય ચાલત. ગાંધીજીએ આ બેનો યોગ તેમને બતાવ્યો. પણ એથીય આગળ તેનુ મૂળ બતાવી શકાય—ગોખલેજીના જ જીવન અને કાર્યમાંથી મહાદેવભાઇને આ જાતની જીવનદીક્ષા સૂઝી હોય ગમે તેમ, તેનું મૂર્તરૂપ તે દીક્ષાના ગોખલેજીના પટ્ટ શિષ્ય ગાંધીજીએ જ મહાદેવભાઇને બતાવ્યુ એ નક્કી .

× × ×

કેટલાક એવુ માનતા હોય તો તે બરાબર કે પૂરુ સાચુ નથી કે મહાદેવભાઈ ગાંધીજીના ભક્ત હતા, ને સેવક થયા તે તેની સાથે સાથે મહાદેવભાઇની ભક્તિ એ રીતે વિલક્ષણ હતી કેટલાક લોક ગાંધીજીની આધ્યાત્મિકતાને વર્યા છે, કેટલાક તેમના રાજકારણને કેટલાક તેમની શક્તિને, કેટલાક તેમની વત્સલતાને એમ અનેકવિધ પ્રેરકબળો છે, એ બધાના દાખલા આપવાની જરૂર નથી મહાદેવભાઈની પ્રેરણા આ બધાને આવરી લેતી એક અખંડ ને સ્વતંત્ર ચીજ હતી એક રીતે જોઈએ તો તેમા ફાલાપુ એક મુખ્ય હતુ એ કહેવુ જ અધૂરુ લાગે છે કહેવુ હોય તો એટલુ જ કહેવાય કે, તેમના જીવનમા જે ઉચ્ચ આકાક્ષાઓ ને જીવનને કૃતાર્થ કરવાની ભાવનાઓ હતી, તે બધી જ જાણે ગાંધીજી જોડે થતા એકીસાથે તૃપ્ત થતી હતી રાજગોપાલાચારીએ કહ્યુ છે કે, ગાંધીજીની જોડે ઝગડનારાઓમાય મહાદેવનો નબર ઠીક આગળ આવે છે. ભક્તો ભગવાનનેય ગાળો દઇ નથી વઢતા ? મહાદેવભાઇનો આખો સ્વભાવ, તેની ખામીઓ ને ખૂબીઓ તથા ખાસિયતો સહિત એક જીવનયોગ બની ગયો હતો, એ તેમના જીવનની વિશેષતા છે, અને એ જ સેવકજીવનનીય વિશેષતા છે કુટુબનિષ્ઠાવાળા વડીલ જેમ જ

તે સેવાનિષ્ઠામાં જાગ્રત, ચિંતાવાળા ને મથનારા બને છે, તેમાં તેના કુંદન-સ્વભાવનો કથીરસમો ભેગ તવાઇને શુદ્ધ થઇ જાય છે. આવા સેવાયોગી મહાદેવભાઇ હતા. એવાની પરંપરા કોઇ ધનથી કે તાલીમથી નથી સરજાતીઃ એવા દીક્ષિતો તાલીમથી કાર્યક્ષમ બને, સેવાક્ષેત્રોમાં પડી પોતાનો સેવાયોગ સાધે. એવી પરંપરા ગુજરાતમાં જન્મે એ જરૂરનું છે. દરેક ગુજરાતીના પોતાના સ્વાર્થનું કામ તે છે; તેને અર્થે ફૂલ-પાંખડી આપવામાં ને માગવામાં કશો વિમાસણની જરૂર નથી.

સાચની પ્રતિજ્ઞા બીજી તમામ પ્રતિજ્ઞાઓના કરતાં ચડી જાય છે.



શેક્સપિયરનું એક વચન છે કે શૂરાને એક વખત મોત છે, કાયર મરણ પહેલાં અનેક વાર મરે છે. આ મરણ તે શું ? આપણે 'મૃત્યુમાંથી અમૃતમાં લઈ જા' એવી જે પ્રાર્થના કરીએ છીએ તેમાં મૃત્યુ એ શું ? મૃત્યુ એટલે આત્માનો-ટેકનો નાશ. પ્રતિજ્ઞા લઇને માણસ તે પ્રતિજ્ઞા પળે પળે તોડે તો તે અનેક મૃત્યુ મેળવતો પાતકી થાય છે, પણ તે પાળતાં જે મરી જાય છે તે મરીને અમર બને છે.



વ્યવહાર અને ધર્મ જુદી જુદી વસ્તુ નથી. વ્યવહારમાં ધર્મ નકામો નીવડે તો તે ધર્મની કશી કિંમત નથી. ખૂણામાં બેસી ગાયત્રી જપનારો માણસ અથવા ખૂન પોતાની સામે કોઇને બળી જતો અથવા મરણના મુખમાં પડતો જુએ, અથવા આર્તનાદ સાંભળે છતાં બેઠો બેઠો ગાયત્રી જપ્યા કરે તો તે માણસને ધર્મનિષ્ઠ ન કહેશું, જડ કહેશું.



પાપનો બદલો પાપથી ન લેવો એ સિદ્ધાંત ઐક્ય જાળવવા માટે, શાંતિ માટે કે સ્વરાજ માટે તો ઉત્તમ છે જ, પણ અસ્પૃશ્યતા-નિવારણ જેમ સ્વરાજ માટે જ નહિ પણ આત્મશુદ્ધિને માટે પણ આવશ્યક છે તેમ પાપની સામે પાપ ન કરવાનો સિદ્ધાંત કેવળ સ્વરાજ કે શાંતિ કે ઐક્યને માટે જ નહિ પણ મનુષ્યનું મનુષ્યત્વ જાળવી રાખવા માટે પણ અતિશય આવશ્યક છે મારી બહેનના ઉપર અત્યાચાર થયો માટે મારે અત્યાચારીની બહેન ઉપર અત્યાચાર કરવો, મારું મંદિર તૂટયું માટે મારે મસ્જિદ તોડવી, અથવા મારી મસ્જિદ તૂટી એટલે મારે મંદિર તોડવું, મારાનું ખૂન થયું માટે મારે સામાવાળાનાનું ખૂન કરવું—એ વૃત્તિ જ મનુષ્યત્વ-પોષક નથી. એ વૃત્તિ હેવાનિયત આણનારી અને છેવટે વિનાશ લાવનારી છે.



બોન્ડારેફ અને ટોલ્સ્ટોયે ઇસુખ્રિસ્તનો 'પરસેવાનાં ટીપાં પાડીને રોટલો મેળવવો' એ ઉપદેશને અનુસરી 'બ્રેડ-લેબર'નો સિદ્ધાંત ઘડ્યો. અમુક શરીરશ્રમ વિના માણસ પોતાની રોટી મેળવવાનો અધિકાર પ્રાપ્ત કરી શકતો નથી. પણ આપણે ત્યાં તો ગીતાજીએ યજ્ઞનો એથી વિશાળ અર્થ કર્યો—કેવળ પોતાની રોટીને માટે શરીરશ્રમ નહિ પણ પારકાને અર્થે શરીરશ્રમ એને જ યજ્ઞ તરીકે વર્ણવ્યો એ જ પુણ્યકાર્ય ગણ્યું.



અસહકાર અને સત્યાગ્રહ એ ગાંધીજીની મોટામાં મોટી પ્રવૃત્તિ. સત્ય, અહિંસા અને બ્રહ્મચર્ય એ તેમની મોટામાં મોટી સાધના. એ બધાં કરતાં રેંટિયાની શોધ અને રેંટિયાની સાધનાને તેઓ કેમ આગળ પદ આપતા હશે એવી તમને શંકા થશે. પણ સત્ય, અહિંસા અને બ્રહ્મચર્યની એમની સાધનામાં તમને વિશ્વાસ હોય તો તેમની રેંટિયાની સાધના વિષેનો આગ્રહ પણ તમને સમજાશે. સત્ય, અહિંસા અને બ્રહ્મચર્યના સદોદિત પાલનને પરિણામે હિંદુસ્તાનની સાચી દશાનું ગાંધીજીને જ્ઞાન થયું, અને એ જાગૃત પાલનને પરિણામે જ તેમને એ દશામાંથી નીકળવાનો ઉપાય સૂઝ્યો એ સમજશો એટલે પેલો કોયડો સહેજે ઉકલી જશે. અસહકાર અને સત્યાગ્રહની શોધ તો તેમણે કરેલી હતી જ, પણ સત્ય અને બ્રહ્મચર્યના ઉત્તરોત્તર પાલને રેંટિયાની સાધના અસહકાર અને સત્યાગ્રહની આગળ મુકાવી. બીજી રીતે જોઇએ તો સત્યાગ્રહ અને અસહકાર બંને પ્રવૃત્તિના પ્રયોગના પરિણામે રેંટિયાને જ તમામ પ્રવૃત્તિનું કેન્દ્ર કરી મૂકવાનું તેમને સૂઝ્યું. બંને રીતે જોઇએ તોપણ અત્યાર સુધીની બધી પ્રવૃત્તિના પરિપકવ ફળરૂપે રેંટિયાની સાધના જણાઈ આવશે. અને એ યજ્ઞચક્રને તેમણે કેટલા બધા ભાવોનું વાહક કરી મૂક્યું છે! શરીર-પરિશ્રમનું ગૌરવ તો સદા એ ચક્ર આપણને સંભળાવે છે; ગરીબમાં ગરીબના પેટનો અને આપણી માતાઓ અને ભગિનીઓના શિયળનો વિચાર એનું કરુણ ગાન સદા આપણને કરાવે છે;

કૃત્રિમતાના અને શિરજોરીના આ જમાનાની જડ કાઢવાની સદા આપણને એ યાદ આપે છે; હિંસાયુગના ચક્રનો ભીષણ ધ્વનિ જઈને અહિંસાયુગના ચક્રનો મધુર ધ્વનિ આવશે એવી આશા એ ચક્રના પ્રત્યેક પરિવર્તનમાં આપણને પ્રતીત થાય છે; અને એ માટે જ યજ્ઞના પાલનને ગાંધીજીએ કોઈ મહાવ્રતના પાલનના જેવું ગંભીર કરી મૂક્યું છે.



ઝડપની ઘેલછા એ આ જમાનાનો મોટો રોગ છે, અને ઝડપમાં વધારો થાય એવો 'સુધારો' ક્યાંક થયો કે આપણે મનને ફોસલાવીને માની લઈએ છીએ કે એ જરૂરનો છે.



જે દેશ પાયમાલી કરનારા આર્થિક વિગ્રહો વહોરવા ન માગતો હોય ત્યાં ગૃહઉદ્યોગો ઉદ્યોગવાદનાં અનિષ્ટોનો સારો ઇલાજ છે અને હવે તેનો સારી પેઠે પ્રચાર થઈ રહ્યો છે.



મનુષ્યની હાથકારીગરીની એકેએક કૃતિ ઉપર તેની કળાની એટલે કે તેનાં મન અને આત્માની છાપ પડેલી હોય છે એટલું જ નહિ, પણ તેના પરસેવાની પણ છાપ પડેલી હોય છે. આપણી રોજની જરૂરિયાતોમાં એવી એકે ચીજ નથી જે આપણા દેશમાં પેદા ન થતી હોય, માત્ર આપણે જે જે વસ્તુઓ જોઈએ તેને માટે આપણા ગ્રામવાસી દેશબંધુઓ પર આધાર રાખવાનો સંકલ્પ જ આપણે કરવાનો રહે છે. આપણે માનવું

જોઇએ કે તેઓ આપણા પર આધાર નથી રાખતા પણ આપણે તેમના પર આધાર રાખીએ છીએ, અને આપણે આપણાં આરોગ્ય અને શક્તિ ટકાવી રાખવાં હોય તો એ લોકોનાં આરોગ્ય ને શક્તિ જળવાય એવી રીતે એમને રાખવા જોઇએ.



પણ 'સાચું માનવ દૃષ્ટિબિંદુ' એ જ છે કે એક માણસ પોતાનું કામ બીજા પાસેથી ન લે, ને બીજા પાસે પોતાની ગુલામી ન કરાવે. પોતાના લાભ ખાતર બીજાને ચૂસે-નિચોવે નહિ. પોતે સુખ-ચેનથી કરી શકે તેવા કામના બદલામાં માન સાથેના ભરણપોષણની બાંયધરી આપનાર હાથઉદ્યમોના પાયા ઉપર રચાયેલી સમાજરચના સિવાય બીજી રીતે આમ થવું અસંભવિત છે.



આજની મોટાં કારખાનાંની સંસ્કૃતિએ યંત્રને માણસનું માલિક બનાવી મૂક્યું છે તેનું કારણ એ નથી કે એ સંસ્કૃતિની રચના ગરીબોના શોષણ પર થયેલી છે, પણ એનું કારણ કારખાનાના મૂળમાં જ રહેલો સ્વભાવગત દોષ છે કારણના પહેલાંના યુગમાં (એને યંત્ર પહેલાંનો યુગ નહિ કહું, કેમકે યંત્રો તો મનુષ્યની ઉત્પત્તિ થઇ ત્યારથી છે.) યંત્રવત્ જડ જીવન ગાળનારાં માણસો કદાચ હશે, પણ આજની કારખાનાની સંસ્કૃતિમાં જે જડ, યંત્રવત્, શુષ્ક, રસહીન જીવન ને જે બેહૂદાઇ ને ગંદકી અનિવાર્ય છે, તેના કરતાં

એ પ્રાચીન યુગમાં એ બધી વસ્તુઓ કંઇક ઓછી જ હશે. અહીં હું હિંદુસ્તાનના સુવર્ણયુગની–ઉપનિષદ, રામાયણ અને મહાભારતના કાળની–વાત નથી કરતો, પણ જે ઐતિહાસિક યુગ વિષે આપણે વધારે જાણીએ છીએ તેની વાત કરું છું. વણકર કબીર, ખેડૂત તુકારામ, અંત્યજ ચોખામેળા, મોચી રૈદાસ, કુંભાર ગોરો ને સુતાર ધનો એ યંત્રવત્ જીવનનાં નહિ પણ દૈવી જીવનનાં દૃષ્ટાંતો હતાં.

(૭)

રાજપુતાનામાં એક પ્રદેશમાં હરિજનોને પીવાના પાણીના સાંસા. માઇલના માઇલ ચાલે ત્યારે મેલા હવાડામાં જ્યાં ઢોર અને પંખી તરસ છિપાવે, અને જેને મૂર્ખ માનવી ગંદકી કરી ઢોર અને પંખી માટે નાલાયક કરે એવા હવાડામાંથી કદાચ હરિજનો પાણી મેળવી શકે! આ અત્યાચાર કમકમાટી ઉપજાવે એવો નથી કે? એવો વીર કોઇ ન જાગે કે જે એ ભૂમિમાં જઇને દ્દઢાસન થઇને બેસે અને પ્રતિજ્ઞા કરે કે મારા હોઠ ઉપર પાણીનું બૂંદ ન મૂકીશ, જ્યાં સુધી હરિજનોને સ્વચ્છ–નિર્મળ જળ મળે નહિ?

(૮)

કવિ રોમે રોલાંનું એક વાક્ય મનન કરવા જેવું છે. × × × માનવસમાજના એમણે બે વિભાગો પાડયા છે—પીડકો અને પીડિતો. પીડકો ત્રાસ આપી રહ્યા છે, લોહીની નદી વહેવરાવી રહ્યા છે, પીડિતો રહેંસાઇ રહ્યા છે, પણ પીડિતોમાંથી કેટલાકને એ લોહી શહીદ

બનાવી રહ્યું છે તો કેટલાકને મસ્ત કરી રહ્યું છે, ભાન ભુલાવી રહ્યું છે, વિષરૂપ થઇ રહ્યું છે. કેટલાકને આપણને લાગે છે કે કદાચ જે શસ્ત્રથી આપણે પીડાઇએ છીએ એ જ શસ્ત્રથી આપણો આરો ન હોય ? આના જેવી કરુણ દશા બીજી કઇ ? × × × હરિજનો આજે મૂંગા છે, કાંઇક બોલતા થયા છે, કાલે એમનામાં કોપ પ્રવેશ કરશે, પરમદિવસે એઓ એમ માનતા થાય કે આપણે પણ આપણને પીડનારાઓનાં શસ્રોનો પ્રયોગ કરો, તો ? તો—કરીને અટકી જવું એ જ ડહાપણ છે.



પશુમાત્ર-વસ્તુતઃ જીવમાત્ર-પવિત્ર છે અને, તેની રક્ષા કરવી જોઇએ, પણ જે પ્રાણી આપણી રાષ્ટ્રીય અર્થવ્યવસ્થામાં સૌથી કીમતી છે તેની સાચી રક્ષા ન કરીએ તો બીજાં પ્રાણીની રક્ષા થઈ શકવાની નથી. ગાય પ્રત્યે દુર્લક્ષ કરીને આપણે ગાય અને ભેંસ બંનેને મરણને દ્વારે આણી મૂકયાં છે.



ગમે તેવી ભૂલ થાય-ગમે તે દોષો થાય છતાં તે સત્યતાથી કબૂલ કરવા એ સુધારાનું પ્રથમ પગથિયું છે. પિતા અને ગુરુ જેવા કોઇ વૈદ્ય નથી. પિતા અને ગુરુની આગળ એકે રોગ-એકે એબ છુપાવવામાં પાપ છે.



વિજ્ઞાનમાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ રજકણ જેવી વસ્તુ માપવાને માટે તુલાયંત્ર હોય છે, જેને 'સેન્સિટિવ બેલન્સ'

કહે છે. જરાક સરખો વાળ ત્રાજવામાં પડ્યો હોય તો ત્રાજવું નમ્યું જ છે. અહિંસા અને સત્યના અહર્નિશ ઉપાસકનું મન એવું નાજુક તુલાયંત્ર હોય છે, હોવું જોઇએ. અહિંસા કે સત્યમાંથી વાળ જેટલું પણ ચલન થાય તો તે તુલાયંત્ર હાલી ઊઠવું જોઇએ. ગાંધીજીની સાથે રહેનારાઓને આ તુલાયંત્ર જોવાનો અનેક વાર લહાવો મળે છે, અને અનેક વાર પોતાનાં સ્ખલનોને માટે પરિતાપ કરી આંસુ સારવાનો અવસર આવે છે.



ધર્મપ્રચાર એટલે ધર્મ જીવવો, પોતાના જીવનક્રમથી જેટલી અસર સામાની ઉપર પડે તેટલી પડવા દેવી, પણ બીજાને વટાળવો અથવા બીજાને કહેવું કે 'તું મુસલમાન થા' કે 'તું ખ્રિસ્તી થા' એ ધર્મપ્રચાર નથી × × × સામાની પાસે પોતાનો ધર્મ સ્વીકારાવવાના આગ્રહમાં સંખ્યાનો આગ્રહ આવી જાય છે, અને સંખ્યાના આગ્રહમાં ધર્મશરીર ઉપર-સ્થૂળ ઉપર-આગ્રહ આવી જાય છે ધર્મના આત્મા ઉપર આગ્રહ રહેતો નથી ધર્મનું શરીર સૂક્ષ્મ છે, આત્માનું પરિણામ નિરવધિ છે. × × × સ્થૂળ ધર્મપ્રચાર કરીને ધર્મની કાયા વધારનારાઓ નહિ, પણ ધર્મજીવન ગાળીને ધર્મના આત્માનું તેજ ફેલાવનારાઓ જ સાચા શાશ્વત 'ધર્મગોપ્તા'ઓ છે.



'આ ઉપરાંત એક બીજી વસ્તુનું પણ ભાન ભૂલવું નથી જોઇતું. સત્ની ગતિ અને શક્તિ અપાર છે,

અમોઘ છે એ વાત સાચી; પણ અસત્ અન્યાય અને અંધકારની ગતિ અને શક્તિ સત્‌ની શક્તિના કરતાં વધારે ત્વરિત છે. સત્ય અને પ્રકાશ પોતાની અસર કર્યા જ કરે, છતાં અસત્ય, અન્યાય અને અંધકાર પણ ચાલુ જ રહે તો તે પોતાની અસર સત્ય અને પ્રકાશ કરતાં વહેલી પાડશે. એનું કારણ મનુષ્યસ્વભાવમાં રહેલું છે. ગાંધીજીની પાસે શાંતિ જાળવવાની અને અરાજકતા નિર્મૂળ કરવાની આશા રાખવી એ ઠીક છે, પણ ગાંધીજીના શિક્ષણની સામે પદે પદે અસત્ય અન્યાય અને અત્યાચાર મૂકી દેવામાં આવે તો તે શિક્ષણનો પ્રસાર અશકય નહિ થાય તો તેને વિલંબ તો થવાનો જ. અરાજકતા અને તેને અંગે થતી હિંસાને ખેતર અને ખાતર બંને જોઈએ છે; એ ખેતર અને ખાતર સરકારે અત્યાર સુધી પૂરાં પાડવામાં બાકી નથી રાખી અહિંસાનો પ્રસાર ત્વરિત ગતિએ ચાલે તેટલા માટે સરકારે ઉપર કહેલાં ખેતર અને ખાતર બંને પૂરાં પાડતાં બંધ કરવાની જરૂર છે.



અને જેઓ અહિંસાનું નામ દઈને ભાગી જવા માગે છે એવાંઓને ગાંધીજીએ હમેશાં કહેલું છે: અહિંસા વાપરો કે હિંસા, પણ નામર્દાઈ તો ન જ ચાલે.



અહિંસાના સિદ્ધાંત વિષે આપણા દેશમાં ઘણી ગેરસમજ ચાલે છે. ઘણી વાર નામર્દાઈને અહિંસાના ઓઠા

તળે ઢાંકવામાં આવે છે. પણ અહિંસા ને નામર્દાઇની વચ્ચે ઉત્તર-દક્ષિણ ધ્રુવના જેટલું અંતર છે. બિલાડીના પંજામાં સપડાયેલો ઉંદર જમે તેટલાં તરફડિયાં મારે તોયે તે અહિંસા આચરે છે એમ કહી જ ન શકાય. મવાલીના હાથમાં સપડાયેલી સ્ત્રીમાં જો પોતાનું શિયળ સાચવવાનો પ્રયત્ન કરતાં મરી જવાની હિંમત ન હોય, અને તેની પાસે જો મારવાનું સાધન હોય તો તેને એ મવાલીનો જીવ લેવાનો પૂરેપૂરો હક્ક છે.

અહિંસાને માનનાર વ્યક્તિ તો ખૂનીને પણ કશી ઇજા કરવાનો વિચાર કદી નહિ કરે. પણ અહિંસાવાદી સરકારનો તો ખૂન કરનાર કે ખૂનનો ઉપદેશ કરનાર માણસને કેદમાં પૂર્યા વિના છૂટકો નહિ થાય. આદર્શની દૃષ્ટિએ તો અહિંસક અને કેદખાનું એ એકબીજાના વિરોધી શબ્દો છે, પણ અહિંસક કેદખાનું એ સુધારગૃહ, નિશાળ કે ઇસ્પિતાલ, અથવા તો એ ત્રણેનો સંયોગ બની જાય છે.

(હ)

× × × બીજો રસ્તો સંપૂર્ણ શસ્ત્રસંન્યાસનો અને સક્રિય અસરકારક અહિંસાનો છે. એ શસ્ત્રાસ્ત્રોની આત્મઘાતક ઘેલછા અથવા તો બ્રિટિશ પ્રજા પર પરાણે આવી પડેલા યુદ્ધના કરતાં પૂર્ણ અહિંસા કંઇ વધારે વિઘાતક નીવડવાની છે? અને એને પરિણામે વિનાશ નીપજે તોપણ તે મરીને છૂટ્યા બરાબર થશે.

(ક)

આજકાલના વિદ્યાર્થી ચાલુ બનાવોમાં આગલી પેઢીના વિદ્યાર્થી કરતાં વધુ ઊંડો રસ લે છે એ જેમ સાચું છે, તેમ તે અર્ધદગ્ધ હકીકતો અને વિચારણાઓને લઈને ચાલી નીકળે છે, એની વાતોમાં એકંદરે શ્રદ્ધા અસ્ત પામી ગયેલી જણાઈ આવે છે, એ બીના મને દુઃખદાયક લાગી છે.



આપણા કૉલેજોના અધ્યાપકો ને આચાર્યોની રાષ્ટ્ર પ્રત્યે વિશેષ ફરજ છે. તેઓ ભાષણોમાં કોમી એકતા ને એવા વિષયો પર ભલે છટાદાર વાણીમાં બોલે, પણ તેમણે વર્ગોના ઓરડાની બહાર નીકળવું જોઈએ ને આજના આ મહાપ્રશ્નનો નિકાલ આણવામાં સક્રિય મદદ કરવી જોઈએ.



આજકાલની કેળવણીની પદ્ધતિનો દોષ કહો કે અત્યારે પ્રવર્તી રહેલા માનસનો કહો, પણ મને તો જ્યાં ત્યાં શ્રદ્ધાનો અસ્ત જ દેખાય છે. વાતો અને દલીલબાજીની આપણામાં ભૂખ જાગી છે, પણ જાણે આપણાં લંગર તૂટી ગયાં છે ધીરજભેર કામ કર્યે જવાનો કંટાળો અને ઝડપી પરિણામોની અપેક્ષા આપણામાં ઘર કરી વસી છે.



આત્મશુદ્ધિને માટે અક્ષરજ્ઞાન આવશ્યક નથી અક્ષરજ્ઞાન વિનાના અનેક સાધુઓ આત્મશુદ્ધિ સાધીને જગતની પરમસેવા કરી ગયા છે પણ અક્ષરજ્ઞાન

લેવું જ હોય, વિદ્યા પ્રાપ્ત કરવી જ હોય, તો તે વિદ્યાને આત્મશુદ્ધિને પોષે એવી રીતે બનાવવાની છે.



આ પક્ષપાત તેમને (સ્ત્રીઓને) માટે શા સારુ છે એ તો બહેનો અને માતાઓ વિચાર કરશે ત્યારે તેમને પોતાની ભયંકર જવાબદારીનું ભાન થશે. તેઓ કચરાયેલી છે એ કારણે ગાંધીજીને તેમના તરફ સ્વાભાવિક આકર્ષણ થયું એ વાત સાચી, પણ તેમના તરફ પક્ષપાત થયો તેનું કારણ તો એ જ કે બધા કર્તવ્યવિમુખ થઈ જાય તોપણ સ્ત્રીઓ લાજ રાખશે, સ્ત્રીઓ તીવ્ર ધર્મભાનવાળી છે, સ્ત્રીઓમાં અપાર પ્રેમશક્તિ છે, તેમના ધર્મભાન વડે-તેમની પ્રેમની અપાર સત્તા વડે તેઓ કર્તવ્યવિમુખ પુરુષોને ઠેકાણે આણશે, અને જ્યારે જ્યારે ધર્મબુદ્ધિથી સેવાવ્રત લઈને બેઠેલી બહેનોને અને માતાઓને હું જોઉં છું, કઠણ વ્રત તરીકે કાંતવાનો નિયમ પાળતી અને સ્વદેશીનો પ્રચાર કરતી તેમને હું જોઉં છું, ત્યારે મને ગાંધીજીની આશા નિષ્કારણ ન હતી એમ લાગે છે.



હિંસાના પંથની ટોચ આપણે યુરોપમાં જોઇ રહ્યા છીએ. હવામાં વિમાનો ઉડાવી હત્યાકાંડ કરતાં ન ધરાય તો આખરે એથીયે આગળ જશે. આગળ જઈને કેટલા ઊંડાણમાં પડશે એ રામ જાણે. પણ ત્યાંથી પાછા ઉડાવીને તેમને ખેંચી કાઢવા માટે પણ આ જ (આહુતિમાર્ગ-આત્મસમર્પણમાર્ગ) ધોરી માર્ગ છે. અહિંસાના

માર્ગની ટૂંકો યમનિયમાદિનું પાલન છે, પણ અંતિમ શિખર એ આત્મવિસર્જન છે. હિંસા એ કેવળ સબળાનું હથિયાર છે, જ્યારે અહિંસા એ અબળા-સબળાનું, સ્ત્રી-પુરુષનું, બાળવૃદ્ધ સૌનું હથિયાર છે.



દરેક પ્રજાએ જગતની પ્રગતિમાં પોતપોતાનો ફાળો ભરવાનો રહેલો છે; અને જો મહાસભા પોતાની અહિંસાની ટેકને વળગી રહેશે તો એ જગતની પ્રગતિમાં તો શું પણ તેની શાંતિમાં હિંદુસ્તાનનો એક અજોડ ફાળો ગણાશે



આપણે ક્રોધથી ભરેલાં માનવીઓ જો મૌનની ઉપયોગિતા સમજીએ તો જગતની લગભગ અડધી આપત્તિ ઓછી થઈ જાય આધુનિક સુધારો આવી પડ્યો તે પહેલા ચોવીસ કલાકમાંથી પાંચ-છ કલાક તો શાન્તિના આપણને મળતા જ હતા. આધુનિક સુધારાએ આપણને રાતનો દિવસ કરતાં ને સુવર્ણસમ શાંતિને બદલે પાર વિનાના હોહા-શોરબકોર કરતાં શીખવ્યું. આપણે આપણા પ્રવૃત્તિમય જીવનમાં દિવસમાં ઓછામાં ઓછા બે કલાક પણ એકાંતમાં ગાળી શકીએ અને એ **પરમ** મૌનનો અવાજ સાંભળી શકીએ તો કેવું સારું ! એ ઇશ્વરી રેડિયો તો હમેશાં વાગી જ રહ્યો છે, માત્ર એ સાંભળવા માટે આપણાં કાન ને મન તૈયાર કરવાં રહે છે પણ એ રેડિયો મૌન વિના સંભળાય એવો નથી.



જગતમાં જો કોઈ વસ્તુ અનંતકાળ સુધી અગણિત વેળા ફરીફરીને પુનરુચ્ચાર ખમી શકે એવી હોય તો એક જ વસ્તુ એવી છે, ને તે સત્ય.



મને હિંદુ તરીકે સર્વોત્તમ પ્રાર્થના હમેશાં આ લાગી છેઃ

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः।
सर्वे भद्राणि पश्यन्तु न कश्चिद् दुःखभाग भवेत् ॥

આખો દિવસ કામ કરીને રાત્રે જ્યારે હું સૂઈ જાઉં છું ત્યારે આ પ્રાર્થના કરીને હું સૂઈ જાઉં છું. 'સર્વ'માં જેટલા આવતા હોય તે સૌને માટે એ પ્રાર્થના છે, અને એમાં હિંદુ ધર્મનું ગૌરવ છે. × × × યજ્ઞનો વ્યાપ અર્થ સેવા છે, અને એ યજ્ઞમાં આહુતિ આપવાની છે આપણા વિકારોની, આપણી ત્રુટિઓની, આપણી દુર્બલતાની, આપણા રાગદ્વેષોની. એની આહુતિ આપીને આપણે શુદ્ધ થઈએ તો આપણી પ્રાર્થના ફળે.

આપણી કઈ કામના શુદ્ધ છે અને કઈ અશુદ્ધ છે, કઈ શુભ છે અને કઈ અશુભ છે, તે આપણે હમેશાં કહી શકતા નથી. પણ. પ્રભુ એ જાણે છે. એટલે હું જ્યારે પ્રાર્થના કરું ત્યારે મારી પ્રાર્થના એ રહે છે કે જે મારી શુભ અને શુદ્ધ કામના હોય તે જ ફળો, અશુભ કે અશુદ્ધ કામના નિષ્ફળ રહો.



## ચિન્તા કર્યે ચાલશે ના

તારાં સ્વજન તને જાય મૂકી
તેથી કાંઇ ચિન્તા કર્યે ચાલશે ના,
તારી આશાલતા પડશે તૂટી
ફૂલ ફળે એ ફાલશે ના,
તેથી કાંઇ ચિન્તા કર્યે ચાલશે ના.

માર્ગે તિમિર ઘોર ઘેરાશે
એટલે તું શું અટકી જાશે?
વારંવારે ચેતવે દીવો,
ખેર જો દીવો ચેતશે ના,
તેથી કાંઇ ચિન્તા કર્યે ચાલશે ના.

સુણી તારા મુખની વાણી
વીટળાશે વનવનનાં પ્રાણી,
તોયે પોતાનો ઘરમાં તારે
પાણનાં હૈયાં ગળશે ના,
તેથી કાંઇ ચિન્તા કર્યે ચાલશે ના.

બારણું તને બંધ મળે
એટલે શું તું પાછો વળે?
વારંવારે ઠેલવાં પડે
ખેર પછી ઊઘડશે ના,
તેથી કાંઈ ચિન્તા કર્યે ચાલશે ના.

## એકલો જા ને !

તારી જો હાક સુણી કોઇ ના આવે
તો એકલો જા ને રે !
એકલો જા ને, એકલો જા ને,
એકલો જા ને રે !—તારી૦

જો સૌનાં મોં સિવાય;
ઓ રે ઓ રે ઓ અભાગી !
સૌનાં મોં સિવાય;
જ્યારે સૌએ બેસે મોં ફેરવી,
સૌએ ડરી જાય,
ત્યારે હૈયું ખોલી,
અરે તું મોં મૂકી તારા મનનું ગાણું
એકલો ગા ને રે !—તારી૦

જો સૌએ પાછાં જાય—
ઓ રે ઓ રે ઓ અભાગી !
સૌએ પાછાં જાય;
જ્યારે રણવગડે નીસરવા ટાણે;
સૌ ખૂણે સંતાય;

ત્યારે કાંટારાને
તો તારે લોહી નીગળતે ચરણે ભાઇ,
એકલો ધા ને રે !–તારી૦

જ્યારે દીવો ના ધરે કોઇ,
ઓ રે ઓ રે ઓ અભાગી !
દીવો ના ધરે કોઇ;
જ્યારે ઘનઘોરી તુફાની રાતે
બાર વાસે તને જોઇ;
ત્યારે આભની વીજે
તું સળગી જઇ સૌનો દીવો
એકલો થા ને રે !–તારી૦

તારી જો હાક સુણી કોઇ ના આવે–
તો એકલો જા ને રે !
એકલો જા ને, એકલો જા ને,
એકલો જા ને રે !–તારી૦

# કરુણા વર્ષન્તા આવો !

જીવન જવ સુકાઈ જાય
  કરુણા વર્ષન્તા આવો !
માધુરી માત્ર છુપાઈ જાય,
  ગીતસુધા ઝરન્તા આવો !

કર્મનાં જ્યારે કાળાં વાદળ
  ગરજી ગગડી ઢાંકે સહુ સ્થળ
હૃદય-આંગણે હે નીરવનાથ !
  પ્રશાન્ત પગલે આવો !

મારું મન જ્યારે નાનું થઈ
  ખૂણે ભરાયે તાળું દઈ,
તાળું તોડી હે ઉદાર નાથ !
  વાજતા ગાજતા આવો !

કામક્રોધના આકરાં તુફાન
  આંધળા કરી ભુલાવે ભાન,
હે સદા જાગ્રત ! પાપમુક્ત !
  વીજળી ચમકન્તા આવો !